❑ પ્રકાશક : **ટ્રસ્ટીમંડળ,**
હરિ:ૐ આશ્રમ, સ્થાપના વર્ષ ૧૯૫૬
કુરુક્ષેત્ર મહાદેવના મંદિરની બાજુમાં,
જહાંગીરપુરા, રાંદેર, સુરત-૩૯૫ ૦૦૫.
ફોન : (૦૨૬૧) ૨૭૬૫૫૬૪



❑

| **આવૃત્તિ** | **વર્ષ** | **પ્રત** | **આવૃત્તિ** | **વર્ષ** | **પ્રત** |
|---|---|---|---|---|---|
| પ્રથમ | ૧૯૪૪ | ૧૨૫૦ | ત્રીજી | ૧૯૯૨ | ૧૦૦૦ |
| બીજી | ૧૯૭૧ | ૧૨૫૦ | ચોથી | ૨૦૦૯ | ૧૦૦૦ |

❑ પૃષ્ઠ : ૧૨૪

❑ પડતર કિંમત : **રૂ. ૧૫**/-

❑ વેચાણ કિંમત : **રૂ. ૧૦**/-

❑ **પ્રાપ્તિસ્થાન :** હરિ:ૐ આશ્રમ, સુરત-૩૯૫ ૦૦૫
હરિ:ૐ આશ્રમ, નડિયાદ-૩૮૭ ૦૦૧

❑ મુદ્રણશુદ્ધિ : **જયંતીભાઈ જાની,** ફોન : (૦૭૯) ૨૬૬૧૨૭૨૮

❑ ડિઝાઈનર : **મયૂર જાની**
બી/૮, રીપલ એપાર્ટમેન્ટ, નારાયણનગર,
પાલડી, અમદાવાદ-૩૮૦ ૦૦૭. મો. : ૯૪૨૮૪૦૪૪૪૩

❑ ટાઈપસેટિંગ : **અર્થ કૉમ્પ્યૂટર,**
૨૦૩, મૌર્ય કૉમ્પ્લેક્સ, સી. યુ. શાહ કૉલેજ સામે,
ઈન્કમટેક્સ, અમદાવાદ-૧૪, ફોન : (૦૭૯) ૨૭૫૪૩૬૯૯

❑ મુદ્રક : **સાહિત્ય મુદ્રણાલય પ્રા. લિ.**
સિટી મિલ કંપાઉંડ, કાંકરિયા રોડ, અમદાવાદ-૩૮૦૦૨૨
ફોન : (૦૭૯) ૨૫૪૬૯૧૦૧

॥ હરિઃૐ ॥

# સમર્પણાંજલિ

## (ચોથી આવૃત્તિ)

પૂજ્ય શ્રીમોટાના સદેહે દર્શનનો યોગ ભલેને પ્રાપ્ત થયો ન હતો, છતાં મૌનઅનુષ્ઠાનમાં સૂક્ષ્મ અનુભૂતિના આધારે શ્રીમોટાની ચેતનાનો સ્વીકાર કરનાર અને હરિઃૐ આશ્રમ, સુરતના સંચાલક મંડળમાં કેટલાક કાળ માટે સક્રિય સેવાઓ આપનાર શ્રી મનસુખભાઈ ત્રિભોવનદાસ જોષીએ પોતાના સમગ્ર પરિવારને પૂજ્ય શ્રીમોટાના પ્રેમસ્પર્શના વર્તુળમાં લાવી મૂક્યો છે અને એ સર્વ સભ્યો પણ શ્રીમોટાનાં કાર્યમાં ઉત્સાહ અને ઉમંગથી સંકળાયા છે. એ પૈકીના એક સભ્ય એવા રાજપીપળા નિવાસી

**શ્રી કાંતિભાઈ ત્રિભોવનદાસ જોષી**

અને તેમનાં ધર્મપત્ની

**શ્રીમતી રેખાબહેન કાંતિભાઈ જોષી**

તેમ જ

**તેમના પરિવારના સર્વ સભ્યોને**

પૂજ્ય શ્રીમોટાનો અક્ષરદેહ જેમાં જળવાઈ રહ્યો છે, એવા **'જીવનપગલે'**ની આ ચોથી આવૃત્તિનું પ્રકાશન સમર્પિત કરતાં અમો હર્ષની લાગણી અનુભવીએ છીએ.

તા. ૨૩-૭-૨૦૦૯ **ટ્રસ્ટીમંડળ,**
પૂજ્ય શ્રીમોટાનો દેહત્યાગ દિન હરિઃૐ આશ્રમ, સુરત

॥ હરિ:ૐ ॥

# સમર્પણાંજલિ

## (બીજી આવૃત્તિ)

## શ્રી ભાસ્કરભાઈ ડાહ્યાભાઈ પટેલને

(અનુષ્ટુપ)

નીકળ્યા ફૂટી ઓચિંતા વા-વંટોળની જેમ શા !
વર્ષાવી શી કૃપાવર્ષા તપ્ત ભૂમિ પલાળવા ! ૧

મદદે આવવા કોણે પ્રેરાવ્યા આપને હશે ?
બીજું શું ઝડપેલું છે અણચિંતવ્યું જે ખરે ! ૨

કોઈએ આટલી હામ આજ સુધી કરી નથી,
પાર ઉતારવા કેવી યોજનાઓ કરો ચહી ! ૩

'પ્રભુનો હાથ પ્રત્યક્ષ સ્હાય દેવા દલિતને-
-હોય પ્રેરાયેલો', એવું વર્તાયા શું કરે હ્રદે ! ૪

છોડીને કામ ધંધો સૌ પડી પાછળ કર્મની,
કેવી તત્પરતા હૈયે દાખવ્યા કરતા સહી ! ૫

કૈં પરિચ બંધાયો ઝાઝો આપની સાથ ના,
ધાયા સ્હાયે છતાં, એ તો ખાસ કેવી વિશિષ્ટતા ! ૬

તાંતણે પ્રેમને બાંધી સંબંધે સ્નેહીઓ હ્રદે,
પ્રેરાવેલા જ રાખ્યા છે કર્મમાં જોડી ભાવથી. ૭

એવા બધાય મિત્રોની રૂડી જે ઓથ છે મળી,
તેમને તેમનો ભાવભીના દિલે નમું લળી. ૮

કેટલો કાળ આપો છે નિર્વ્યાજ ભાવથી કરી,
કશી કાંઈ અપેક્ષા કે આશાએ દિલ ના ધરી. ૯

નીતર્યા ભાવથી કેવા કર્મમાં વળગેલ છો ?
બૂઝી કદર એવાની શી રીતે શકું દિલ હું ? ૧૦

તમારા દિલના એવા ભાવની તોલ હું થકી-
-અપાઈ ના શકાયું કૈં, હું શો ભિખારી મૂળથી ! ૧૧

પ્રભુ વર્ષ્યાં કરે કેવો ! પ્રત્યક્ષ તે અનુભવ,
છતાં ના કોઈ જાણે છે, કેવું આશ્ચર્ય ગુપ્ત જ ! ૧૨

હાથ લાડકવાયા છો આપ તો પ્રભુના મને,
સ્તવી સ્તવી લળી ભાવે નમસ્કારો કરું પદે. ૧૩

આપને આપી આપી શું શકું હું પાસ ના કશું,
સમર્પણાંજલિ ભાવે આ જીવન પગલે ધરું. ૧૪

હરિઃૐ આશ્રમ,
નડિયાદ **—મોટા**
તા. ૧૭-૧૧-૧૯૭૧

॥ હરિઃૐ ॥

# નિવેદન

## (બીજી આવૃત્તિ)

નિત્યના જીવનવહેવારમાં રહીને જીવનને ઉન્નત કરવાની યોગ્ય સૂચનાઓ આપનારું આ બધું લખાણ ભાઈશ્રી રમેશભાઈ શાહને ઘણું સ્પર્શી ગયું. એટલે તેમણે આ પુસ્તકનું ફરી પ્રકાશન થાય, બીજી આવૃત્તિ છપાય તેવી ખાએશ વ્યક્ત કરી. ઘણા લાંબા સમયથી આ પુસ્તકની પ્રથમ આવૃત્તિની બધી નકલો ખપી ગઈ હતી અને અન્ય વાચકોની માગ પણ રહેતી હતી, પરંતુ આશ્રમે પોતે કરીને પુસ્તક પ્રકાશન કરવાની નીતિ નહિ રાખી હોઈ, પ્રશંસકો તરફથી તેના પ્રકાશનની આર્થિક વ્યવસ્થા આશ્રમને સાંપડે તો તેવું છપાવી શકાય, તેવી નીતિ હોવાથી, ભાઈશ્રી રમેશભાઈએ આ છપાવવા માટે જરૂરી નાણાં ઉઘરાવ્યા. અને એ કાર્યમાં તેમના મિત્ર શ્રી રાજેશભાઈ રતિલાલ શાહે (રોહિત મિલ્સ આસિસ્ટન્ટ સેલ્સમૅન) ઉત્સાહપૂર્વક આ કાર્યમાં તેમને સહકાર અને સાથ આપ્યો. એટલે આ પ્રકાશન શક્ય બન્યું છે. આ બંને ભાઈઓનો અમો ઘણો ઘણો આભાર માનીએ છીએ.

સુરત, હરિઃૐ આશ્રમે, ચાલુ વર્ષમાં જે મોટી રકમ લોકકલ્યાણનાં કાર્યોમાં આપી છે, તેને પહોંચી વળવા સારુ સુરત, હરિઃૐ આશ્રમના મિત્રોએ જાહેરખબરો પણ મેળવી આપી છે. તેવા તેઓના ભાવ માટે અમો તેઓનો અને જાહેરખબર આપનારા ભાઈઓનો હૃદયથી આભાર માનીએ છીએ.

સ્નેહી ભાઈશ્રી ડાહ્યાભાઈ મોદી (અરુણ પ્રિન્ટિંગ પ્રેસ)નો સહકાર અને સાથ તો અમોને હંમેશ સાંપડતો જ રહ્યો છે. કિફાયત ભાવે, સમયસર અને સારું છાપકામ કરી આપી અમોને જે સહાય કરી રહ્યા છે, તે સારુ અમો સદાના તેમના ઋણી છીએ.

મેસર્સ આર. આર. શેઠ ઍન્ડ કંપની (પ્રકાશક બુકસેલર્સ, અમદાવાદ-મુંબઈ)ના શ્રી ભગતભાઈએ અમારાં છપાતાં અને છપાનારાં બધાં પુસ્તકોના પ્રકાશનોના મુખ્ય વિક્રેતા બનવાનું સ્વીકારીને પુસ્તકોના વેચાણની રકમ વેળાસર અમોને પ્રાપ્ત થઈ શકે, તેવી જે સગવડ અને સરળતા પ્રેમભાવે કરી આપી છે, તેવા તેમના ભાવનો બદલો અમો તો શું આપી શકવાના હતા ? પણ પ્રભુ તેનો તેમને બદલો આપો તેવી અમારી ભાવના છે.

ભાઈશ્રી ચૂનીભાઈ તમાકુવાળા તો આશ્રમના સ્વજન ઠર્યા. તેમનાં ઉત્સાહ, ખંત અને ચીવટભરી કાળજીથી અમારું પ્રકાશનકાર્ય સરળ બની રહે છે અને પ્રૂફ્સ્ જોઈ આપીને અમોને જે નિશ્ચિંતતા પ્રવર્તાવે છે, તેવા તેમના ભાવ માટે તો જેટલો આભાર માનીએ તેટલો ઓછો છે.

તા. ૩-૯-૧૯૭૧ **નંદુભાઈ શાહ**

મૅનેજિંગ ટ્રસ્ટી,

હરિ:ૐ આશ્રમ, નડિયાદ

॥ હરિ:ૐ ॥

# લેખકના બે બોલ

**'જીવનપગલે'**નાં જોડકણાં જુદી જુદી વ્યક્તિને પત્રરૂપે લખાયેલાં છે. અલબત્ત, તેમના તેમના આવેલા કાગળના પ્રત્યુત્તરરૂપે તે તે પત્રોના લેખકની કક્ષાને અનુલક્ષીને જ.

શ્રેયાર્થીને તેમાં ભક્તિભાવે અવગાહન કરતાં કંઈક ને કંઈક તો મળી રહેશે, એવી શ્રદ્ધાથી એને ફરીથી પ્રકાશિત થવા દેવાનું સ્વીકાર્યું છે.

તા. ૩-૯-૧૯૭૧ **-મોટા**

હરિ:ૐ આશ્રમ, સુરત

॥ હરિઃૐ ॥

# નિવેદન

## (ત્રીજી આવૃત્તિ)

પૂજ્ય શ્રીમોટા રચિત **'જીવનપગલે'** પુસ્તકની ત્રીજી આવૃત્તિ પ્રગટ કરતાં હર્ષ થાય છે. જેઓ પોતાના જીવનને વિકસાવવાની થોડીક પણ વૃત્તિ ધરાવે છે એને અત્યંત પ્રેરણા આપે એવી આ પદ્યરચનાઓ છે. અત્યંત સરળ ભાષામાં ઘણી ગૂઢ બાબતો વિશે પણ સ્પષ્ટતાઓ થઈ છે.

આ પુસ્તક પ્રકાશનમાં અમને શ્રી રોહિતભાઈ વિનુભાઈ પટેલ તરફથી સહયોગ પ્રાપ્ત થયો છે. એમના સદ્ગત પુત્ર દીપનું પુણ્યસ્મરણ આ પુસ્તક સાથે જોડાયું છે, એ પણ યોગ્ય જ છે. આવા નાનકડા વહાલસોયા બાળકમાં કેવા દિવ્ય સંસ્કારો ઉદય પામ્યા હતા, એ જેણે જોયું હોય એ જ જાણી સમજી શકે. અમે શ્રી રોહિતભાઈ તથા શ્રીમતી રીટાબહેનને જીવનની આ વાસ્તવિકતા સ્વીકારવા બદલ અને સદ્ગત ચિ. દીપની સ્મૃતિમાં, આ પ્રકાશન માટે સહાય કરવા બદલ એમની ભાવનાની કદર કરીએ છીએ.

**ઝીણાભાઈ પટેલ**
વ્યવસ્થાપક ટ્રસ્ટી

હરિઃૐ આશ્રમ,
કુરુક્ષેત્ર, જહાંગીરપુરા,
સુરત-૩૯૫૦૦૫
તા. ૨૩-૪-૧૯૯૨

॥ હરિઃૐ ॥

# નિવેદન

## (ચોથી આવૃત્તિ)

પૂજ્ય શ્રીમોટા સાથે સંકળાયેલ અનેક સ્વજનો તેમના જીવનમાં ઊભા થતા પ્રશ્નો અને પરિસ્થિતિ અંગે પ્રાર્થનાભાવે જ્યારે માર્ગદર્શન માગતા ત્યારે શ્રીમોટા તેઓને પ્રત્યુત્તર પાઠવતા હતા. શ્રીમોટાનો શબ્દ કોઈ એક સ્વજન માટે ભલેને લખાયો હોય, પરંતુ એ માર્ગદર્શન અન્ય અનેક શ્રેયાર્થીઓને સ્પર્શ કરે છે, સહાયક બને છે, એવો અનેકનો અનુભવ છે.

આવી અનુભવવાણી અનેક સદ્‌ગ્રંથ દ્વારા પ્રકાશિત થઈ છે, તે પૈકી આ **'જીવનપગલે'**ની સને ૧૯૪૪માં પ્રથમ આવૃત્તિ થયા બાદ હવે એની ચોથી આવૃત્તિનું પ્રકાશન સ્વજનોનાં કરકમળમાં મૂકતાં અમે આનંદની લાગણી અનુભવીએ છીએ.

આ પુસ્તકની મુદ્રણશુદ્ધિનું કાર્ય પૂરા સદ્‌ભાવપૂર્વક શ્રી જયંતીભાઈ જાનીએ કરી આપ્યું છે. ટાઈટલ ડિઝાઈનનું કાર્ય શ્રી મયૂરભાઈ જાનીએ કરી આપ્યું છે. આ પુસ્તકને પૂરા સદ્‌ભાવથી છાપી આપવાનું કાર્ય સાહિત્ય મુદ્રણાલયના શ્રી શ્રેયસભાઈ વિષ્ણુભાઈ પંડ્યાએ કરી આપ્યું છે. પૂજ્ય શ્રીમોટા પરત્વેના ભક્તિભાવથી પ્રેરાઈને આ સર્વેએ આ પ્રકાશનમાં આપેલા સહકાર બદલ, તે સૌના અમો ખૂબ ખૂબ આભારી છીએ.

આશા છે કે સ્વજનો આ પ્રકાશનને આવકારશે.

તા. ૨૩-૭-૨૦૦૯ **ટ્રસ્ટીમંડળ,**
પૂજ્ય શ્રીમોટાનો દેહત્યાગ દિન હરિઃૐ આશ્રમ, સુરત

# અનુક્રમણિકા

**‘હું સર્વત્ર વિદ્યમાન છું.’**

**- શ્રીમોટા**

‘જીવનદર્શન’, ૧૦મી આ., પૃ. ૩૮૨

## સ્વજનોને

(શિખરિણી-મંદાક્રાંતા)

મળેલાં સદ્‌ભાગ્યે, મુજ જીવનમાં રો’ ફળંતાં સદાયે,
મળેલાં સદ્‌ભાગ્યે જીવન ફળવા પૂરજો ભાવ હૈયે.

મને ટેકો દેજો, મુજ જીવનનો ધર્મ સંભાળવાને,
સદા લેતાં રે’જો મુજ રવડતાકેરી સંભાળ પ્રેમે.

પ્રભુ મારો વ્હાલો સ્વજનરૂપ તે આપ એના થઈને,
સદા શી હૂંફાળી કરકમળની બાથ લેજો મને તે !

તમારા હૈયામાં જરીક સરખું ક્યાંય કો એક ખૂણે,
રહેવાને દેજો જીવિત બનીને સ્થાન આનંદરંગે.

પ્રભુએ ભેટાવ્યાં કંઈ ન અમથાં કો વિના હેતુ વિશ્વે,
રસીલા વ્હાલાની અકળ રચનામાં અકસ્માત ના છે,

સમાયેલો હેતુ અણુ પણ વિશે કોઈ ને કોઈ રીતે,
થતો રે’તો **વ્યક્ત** કંઈ કંઈ નવા ફેરફારે થઈ તે.

જુઓ જે જે વિશ્વે પરિણત થતું લાગતું રે’ સદાયે,
ન એવી ને એવી સ્થિતિમહીં પડી કોઈ રે’છે કદીયે.

(અનુષ્ટુપ)

એવાં સૌ પરિણામોની અંતરે ગૂઢ શૃંખલા,
એકધારી વહે ત્યાં શી પારલૌકિક ચેતના !

ફેરફારો વિના પામ્યા કો વિકાસ ન પામતું,
વધાવે ફેરફારો જે, જ્ઞાનભાવે વધ્યાં જતું.

ફેરફારો થતા રે' છે સર્વના નિત્ય જીવને,
કિંતુ ત્યાં જ્ઞાન ને હેતુ રાખે જે જીવતાં, રળે.

(શિખરિણી - મંદાક્રાંતા)

નકામું ના કાંઈ અમથું બનતું સર્વમાં હેતુ એનો,
રહે સંતાયેલો સકળ જીવને સંકળાયેલ એ શો !

મને એવા ભાવે રહમ કરીને આપને ભેળવાવ્યા,
પ્રભુ મારે વ્હાલે-નમન પ્રભુને તેથી આભારમાં શા !

મને મારાં વ્હાલાં જગતપ્રભુએ ભેટમાં જે દીધેલાં,
કરું વાંચ્છ્યા ઊંડો રસ નીતરતો પ્રેમ હું એમનો ત્યાં,

મળે જો વ્હાલાંનો સ-રસ-હૃદનો પ્રેમ ના, તો વિંધાતું
મને લૂખું લૂખું જીવન જીવવું ખૂંચતું સાલતું શું !

સદા તેથી હું તો મુજ સ્વજનને પ્રાર્થનાઓ કરું છું,
મને દેતાં રે'જો તમ થકી બને તેટલું વ્હાલ ઊંડું,

મને એવા સૌના પ્રણયરસમાં ભાવ વ્હેતો પ્રભુનો,
હૃદે રેલાતો શો નજર પડતો ! એ જ લ્હાવો જીવ્યાનો.

(તા. ૧૭-૩-૧૯૪૪, હિંદુ વિશ્વવિદ્યાલય, કાશી.)

# સાચી ઈશ્વરભક્તિ

(અનુષ્ટુપ)

દેવ મંદિર બેઠેલો, ખરો તે દેવ ના ગણો,
જગાડવા ખરો દેવ, એ છે સાધન માત્ર તો.

જ્યાં ત્યાં બધાંમહીં પ્રેમ ઊંડો જો ઉર જાગતો,
અનુભવી શકો તેથી, તો તે યોગ્ય પ્રમાણજો.

કામાદિ રાગ ને દ્વેષ, થતાં ઓછાં અનુભવો,
પ્રભુમાં રે'તું હો ચિત્ત વધુ, તો યોગ્ય જાણજો.

પૂજા, અર્ચન, સેવા સૌ, પ્રભુ મેળવવા હૃદે,
તેથી તેવું થતું ના હો, ભૂલા ક્યાંક પડેલ તો.

પ્રભુની ભક્તિ જો સાચે ભાવે તે કરતાં હશું,
પ્રત્યક્ષ પરિણામો સૌ જીવને ભાળતાં જશું.

ગરીબ છોકરાને જો દત્તક ધનવાન લે,
પૈસાનું દુઃખ એવાને પછીથી કેમ લાગશે ?

તેવી રીતે પ્રભુભક્તિ પૂરા ભાવે કર્યાં કર્યે-
નીપજે ના પરિણામ, તો વિચાર કરો હૃદે.

આપણે કોકનું કામ કરી જો છૂટીએ છીએ,
આપણી ઉપરે પ્રેમ એવાનો તો વધ્યા જશે.

પ્રભુનું કામ જે ભાવે કરે, આશા ધરી ન કૈં,
પ્રભુનો એકલો ખ્યાલ રે' જેને, ન્યાલ તે થશે.

ધારણા રાખવાની ના આપણે કોઈ કામમાં,
ધારણામાં પ્રભુભાવ રાખ્યા તો કરવો સદા.

ખાલી નામ લીધાથી કૈં આપણું વળવાનું ના,
ભાવવૃદ્ધિ થતાં જાણો ફળંતું નામ ઉરમાં.

દેખાદેખી કરે ભક્તિ એમાં ના પ્રેમ તો ઊઠે,
ભક્તિ જે કરતો હોય એનો તો પ્રેમ ઑર છે.

સાર્વત્રિક હૃદે પ્રેમ એવાને તો ઊઠ્યા કરે,
એનો પ્રેમ બધાંમાં રે' સર્વને સરખાં ગણે.

જુદાં જુદાં સગાં વ્હાલાં જે જે ભાવ પ્રમાણનાં,
તે બધાં સાથ તેવાંનો પ્રેમ વ્હે સરખો સદા.

એક વ્હાલું અને બીજું ઓછું, એમ ગણે ન તે,
રાખવાને પ્રભુભાવ સર્વમાં તે ચહ્યા કરે.

આશા, ઈચ્છા, કશી તૃષ્ણા એવાએ રાખવી નહિ,
ઊઠતી તે જુઓ ત્યારે પ્રભુને સ્મરવા ચહી.

પ્રભુ વિના કશો ખ્યાલ ઊઠવા દ્યો ન ચિત્તમાં,
કામ સૌ આપણાં એ તો થયા તે કરશે સદા.

૨

કોણ વર્ષાવવા જાય વર્ષાને ? કોણ ઋતુઓ
લાવ્યા કરે જુદી જુદી ? કોણ સૂર્ય ઉગાડતું ?

સંધ્યા, ઉષા બનાવે કો ? પક્ષીને કણ કો ધરે ?
પ્રકૃતિનું બધું કાર્ય કરવા કોણ જાય છે ?

વ્હેવડાવે નદી કોણ ? ચલાવે કોણ પૃથ્વીને ?
નિયંત્રિત રહે વિશ્વ આખુંયે તે કઈ રીતે ?

પ્રભુમાં સર્વ આધાર રાખતાં તો ભલા ! શીખો,
પછી ના રાખશે બાકી વ્હાલો આપણું તો કશું.

આડાતેડા વિચારોને છોડી દ્યો કરવા બધા,
કલ્પનાના ગતિઘોડે ના ચઢો આપણે કદા.

ભૂત-ભવિષ્યના ખ્યાલો બાંધી ના રાખવા કદી,
આવ્યું હો વર્તમાને જે કરી, જીવવું ભાવથી.

'આનું આમ થશે તેમ પેલાનું ને કશું બીજું'
એવા તરંગમાં ખ્યાલે તણાવાનું ન રાખવું.

પ્રત્યેક ક્ષણ જીવંતાં રહ્યા તે કરવું ઊંડું,
એવું જે જીવશે તેનું xપ્રભુ સંભાળશે બધું.

દેવા જાય કીડીને કો ? ને સ્તને દૂધ કો ભરે ?
તારા અધ્ધર કો રાખે ? ધારે છે કોણ પૃથ્વીને ?

વનસ્પતિ ઉગાડે ને રોપે બી કોણ એમનું ?
પક્ષીઓ ના કરે ચિંતા, સૌ એની મેળ ચાલતું.

અનંત કાળથી વિશ્વ ચાલ્યા જ કરતું દીસે,
એની સંભાળ લેનારું બેઠેલું કોઈ તો હશે.

પ્રભુમાં સર્વ આધાર શ્રદ્ધા, વિશ્વાસ, જીવતાં,
જેને બેઠાં હશે ઊંડાં તેવા નિર્ભય રે' સદા.

આપણે આપણા ભાવે રમવાનું ચહ્યા કરો,
એ જ મહત્ત્વનું કાર્ય આપણું સૌ ગણ્યા કરો.

---

xપ્રભુ સાંભળશે બધું.

ફંટાતાં આડું એમાંથી ચેતવાનું હૃદે કરો,
સ્થિરભાવ ટકે એવું વર્તવાનું કર્યા કરો.

સર્વશ્રેષ્ઠ પ્રભુ જાણી એને મહત્ત્વ આપજો,
જે તે કાર્યમહીં એનો ઊંડો ખ્યાલ ધરાવજો.

પ્રભુના ભાવમાં રે'તાં ગુણ એવા હૃદે થશે,
આવશે કાબૂ પોતાનો જેમાં તેમાં બધાં પરે.

તે ગુલામ પ્રભુનો છે પોતાનો શેઠ તે છતાં,
ભાવ પ્રત્યક્ષ એવો તે ઓળખ્યા કરશે સદા.

ચળાવી ના શકે કોઈ એવાને કોઈ વાતથી,
પ્રીછી પ્રીછી છતાં હેતુ રહે એવો નિરાગ્રહી.

પ્રભુના ભાવમાં જેને ધારણા ઉર બેસતાં,
પ્રકૃતિના બધા તેને આવશે ખેલ લક્ષમાં.

એકના એક કામે જે રહે મંડ્યો પૂરા મને,
લગાવી ચિત્ત ને પ્રાણ, કામ તેનું થયા કરે.

કામમાં લગની જેને લાગે તે તો બીજે કશે,
આડું કે અવળું જોવા ક્યાંયે ના આંખ ઠારશે.

લગાતાર રહે છે જે એકના એક કામમાં,
બુદ્ધિ તે કામ ઉકેલે, કેવી સૂક્ષ્મ કરે થયા !

એવી પ્રત્યક્ષ તે વાત એને લાગ્યા કરે હૃદે,
પોતાનો ગુરુ એવો તે ત્યારે ખરેખરો બને.

કોઈના પર આધાર ત્યારે ના રાખવો પડે,
ઉકેલ સર્વ વાતોમાં મેળે એને જડ્યા કરે.

થતાં પૂરી પ્રભુભક્તિ એવું આપણુંયે થશે,
સાચી ભક્તિ ઊગી ત્યારે ઘટે તે પ્રીછવી હૃદે.

(તા. ૨૪-૧૧-૧૯૪૩, નવસારી જતાં)

## ચિત્તની સ્થિરતા

(ગઝલ)

પ્રભુને જીવવા દેજો તમારામાં પૂરેપૂરું,
પ્રભુને ખીલવા દેજો, તમારામાં પૂરેપૂરું.

કહીંયે ભેખડે પ્રભુને, રખે અથડાવીને મારો,
પૂરું તે લક્ષ રાખીને, ઉઘાડી આંખ બે ચાલો.

પ્રભુમય જો થવા ઈચ્છો, હૃદયનો જીવતો ભાવ
ઉતારી કર્મમાં તે સૌ, સદા ઠરજો પ્રભુપાદ.

મનેંદ્રિયોતણાં વ્હેણો મતિનાં અંધ પડળોથી,
તણાવાનું ન જોવાનું જરીકે રાખશો ભૂલથી.

થતું જે યુદ્ધ ગજગ્રાહી નિહાળી જો શકો ઉર,
સમજ એની થતાં ગણજો તમે ઊભા ખરા પથ પર.

ગબડવા જ્યાં તમે લાગો સચેતન ત્યાં થવું પૂરું,
કદીયે ના થવું તાબે જીતીને નિશ્ચયી રે'વું.

થતા સૌ ખેલ વૃત્તિના નીરખવા સાક્ષીભાવે તે,
પ્રભુની ધારણામાંહી રહીને અંતરે પ્રેમે.

પ્રવાહો બે જુદા જુદા વહેતા આપણીમાંહી,
કશામાંયે નહિ જોડો તમે મન, ચિત્ત ને બુદ્ધિ.

ન સારાં કે નઠારામાં ગુણોના ભાવથી રે'વું,
અલગ તે સૌ થકી રહીને પ્રભુના ભાવમાં રે'વું.

ઊઠે જે જે કશી વૃત્તિ જવું ના પાછળે એની,
પ્રભુનો ભાવ જ્યાં જામે ગણો તે વૃત્તિ સૌ સારી.

નઠારાથી રહી અળગા હૃદય જે જે સ્ફુરે સારું,
ગણી તે પ્રેરણા પ્રભુની, પ્રભુ ભાવેથી આચરવું.

વિચારો ને તરંગો જો ઊઠીને ચિત્ત ડો'ળાવે,
ન ડો'ળાવા જરા દેવું, રહેવું સ્થિર તાટસ્થ્યે.

જગે સંસાર વ્હેવારે બધાં હો કામ કરવાનાં
પ્રભુની ધારણા જીવતી દઢાવીને બધાં કરવાં.

સગાંસંબંધી સંસારે મળેલાં કર્મ ભોગવવા,
અનાસક્તિથી કર્મોને કરીશું તો છૂટીશું ત્યાં.

નહિ તો પાછું બંધાવું અને રંડાવું એ રીતે,
રહેવાનું નસીબે છે બચાવી કો ન શકશે તે.

'અનાસક્તિથી સૌ કર્મો કરી શકવાં કઈ રીતે ?'
મહત્ત્વે ધારણા એની ધરી ઊંડી કરો તે તે.

કશાંયે કર્મ પછવાડે થવા દેવો ન કૈં રાગ,
સ્મરણ એનું કરી ઊંડું થવા દેવાં બધાં કામ.

પ્રભુની ધારણા જ્યારે પૂરેપૂરી ઠરે મનમાં,
કશું ત્યારે ન વળગે છે જરાયે પ્રાણ કે ચિત્તમાં.

ભલે સંસારમાં રે'વું છતાં સંસારી ના બનજો,
મળ્યો તે મુક્તિ મેળવવા પ્રભુને જીવી રીઝવજો.

પ્રભુનો પ્રેમ શીખવાને જગત એ પાઠશાળા છે,
દઢાવી ભાવના એવી રહેવાનું જગતમાં છે,

જગત એનું કલેવર છે કલેવર ચૂંથશો જો તે,
હૃદય ના આવશે એનું તમારે હાથ કદીયે તે.

કલેવરમાં રહ્યું ગૂઢ રસીલું શું હૃદય પ્રભુનું !
ઠરે છે ચિત્ત જેનું ત્યાં પ્રભુને પામશે તેવો.

(તા. ૧૭-૨-૧૯૪૪, કરાંચી.)

## તટસ્થતા

(અનુષ્ટુપ)

યોગ્ય કર્તવ્ય ને ધર્મ, અહંતા નીકળી જતાં,
તાટસ્થ્ય જળવાતાં ત્યાં, સમજાઈ જશે પૂરાં.

ઝાઝા વિચાર તે વેળા, ધર્મ કર્તવ્યના ઊંડા,
કરવાના રહેશે ના, આપમેળે જશે સ્ફુર્યાં.

ભૂમિકા મનથી જે સૌ રહેલી પર તે બધી,
જુદા પ્રકારની કોઈ સમજાયે ન ખ્યાલથી.

મનોમય ભૂમિકા જે સર્વથી શ્રેષ્ઠ શક્તિ ત્યાં,
બુદ્ધિકેરી મનાયે છે જાણે તે એક તત્ત્વ ત્યાં.

પ્રાણમય અને અન્નમય જીવનથી થતાં
મુક્તિ, દેશમાં પેસો મનોમયતણા પૂરા.

અન્ન કે સ્થૂળ એવું જે આવે તે ઉપયોગ સૌ,
ચેતનાશક્તિ પ્રેરાવા મળેલાં ધારીને ગ્રહો.

વાપરો એ રીતે તે સૌ ધારણા ઊંડી ધારીને,
અભ્યાસ પ્રાણવાળો ત્યાં પાડવાને મથો હૃદે.

કામનાઓ બધી જે તે તેમાં સાક્ષી રહ્યા કરી,
અનુમતિ ન દ્યો એને જવા દ્યો વહી આપથી.

કામનાઓ ઊઠે ત્યારે તેમાં ભેળાઈ ના જવું,
આપણું રૂપ ના તે છે એમ માની છૂટા થવું.

તાટસ્થ્ય રાખતાં રે'વું પ્રત્યક્ષ કામના થતાં,
જાગૃતિ ચેતના એવી રે' તો કામ સધાય ત્યાં.

આરો તેના વિના ક્યાંયે આવવાનો નથી પૂરો,
વિવેકશક્તિ રાખીને હૈયે સાવધ ખૂબ રો'.

લક્ષ પૂરેપૂરું રાખી રાખવું કરવાનું સૌ,
તે વિના આપણું કામ સધાશે ના પૂરેપૂરું.

પ્રત્યેક પળ જીવંતી ચેતનાશક્તિથી ભરી,
અનુભવી શકો જ્યારે, સાધના ફળતી ખરી.

વિચારો ઊઠતા હોય કિંતુ તે સાથ સાંકળ,
જોડવી આપણે ત્યાં ના જીવી ચેતન-જીવન.

સાક્ષીભાવ અને પૂરું અલિપ્તત્વ બધાં થકી,
જાળવવાં ઘટે, છોને ભળેલા હો અનેકથી.

કર્મને કરતી વેળા કર્મમાં ભાવનો પૂરો,
જીવતો જાગતો ખ્યાલ કૃપાથી રાખતા રહો.

આપણે માટ ના કાંઈ, પ્રભુપ્રીત્યર્થ છે બધું,
એવા ભાવ થકી ઊંડા પ્રત્યક્ષ કર્મ સૌ કરો.

વાણી, વર્તન ને કર્મે થયા નિરાગ્રહી જવું,
સ્વભાવ તે વિના એ તો ઘસેડાવ્યા કરે પૂરું.

સ્વભાવ ઓળખી લૈને તે પ્રમાણે ન જીવવું,
એનો ખ્યાલ ન રે' જેને તે કરી શકશે જ શું ?

કોઈ પ્રકારનું ક્યાંયે દબાણ કરવું નહિ,
છતાં જ્યાં ત્યાં બધાં સાથે ભેળસેળ થવું નહિ.

એકાગ્રી ચિત્તમાં રે'વા કૃપાથી સૌ મથ્યા કરો,
સમતા, શાંતિ જો રે'તો આગળ ડગલું ભરો.

કોઈ પ્રકારથી ચિત્ત વિક્ષિપ્ત ના થવું ઘટે,
ભૂમિકા એવી જ્યારે તે થતાં, પ્રત્યક્ષ સૌ થશે.

બનાવો બનતા રે'તા આપણી આસપાસ સૌ
ભલે જણાય, તે સાથે ચિત્ત ત્યાં ના પરોવશો.

જેવું કૈં કરવાનું હો શાંત વૃત્તિ ધરી કરો,
ધમાલ તે કશી વાતે થવા દેવી ન આપણે.

કિંતુ કર્તવ્ય પોતાનાં માથે આવેલ જે બધાં,
તેમાં યોગ્યપણું હોવું ઘટે આપણું સૌ ભલા.

એક સાથે ઘણાંનોયે રાખવાનો જ ખ્યાલ ત્યાં,
★ **લાગવો જોઈએ ત્યારે એનો ભાર કશોય ના.**

(તા. ૧૮-૧૧-૧૯૪૩, ખાર)

★ લાગવી જોઈએ ચિંતા ત્યારે એની જરાય ના.

## સાધકનાં કર્મપરત્વે લક્ષણો

(અનુષ્ટુપ)

ગૂંચ આવેલી છે જેને ખૂંચતી લાગતી હશે,
વિના ઉકેલ આવ્યા તે જંપવાનો નથી કશે.

બુદ્ધિના ખેલ તેમાંયે હશે કે બીજું કૈં હશે,
તારતમ્ય બધું ઊંડું સાધકે જાણવું પડે.

શાથી ચિત્ત પરોવાતું નથી તે ધ્યેયમાં પૂરું,
કારણ જે રહેલું હો સાધકે ખોળી કાઢવું.

પોતાનું ના સૂઝે જેને પૂરેપૂરું બધી રીતે,
સાધનામાં નથી કામ તેવાનું ક્યાંય કો રીતે.

કાંટો વાગેલ હો જેને તેવો તો કાઢવા મથે,
મથવાનો પૂરા ખંતે બેસી રે'તો કદી ન તે.

પોતાનાથી થતું જે સૌ કર્યાં તે કરશે બધું,
કર્મ તેવાંમહીં જ્ઞાન જાગૃતિ રાખતો સહુ.

હેતુનો ખ્યાલ હૈયામાં જીવતો જાગતો ધરે,
ભૂલે છે ના કદી એને જે તે કર્મ બધાં વિશે,

પોતાની જાતને નોખી જે તે સૌ કર્મથી ગણે,
**ના કશું અડવા દે** તે નિઃસ્પૃહી એવું વર્તશે.

તદાકાર છતાં એવો જે તે સાથ રહ્યા કરે,
સહાનુભૂતિ રાખીને સમભાવ ધરી હૃદે.

તોયે તે કોઈની પૂંઠે ઢસેડાતો નથી કદી,
ઢસેડાતો જણાયો હો ત્યાંયે હેતુ હશે ઊંડો.

સંસારનાં બધાં કર્મે માનવી હેતુ રાખીને,
કરે છે એવી રીતે તે, ને આમાં પણ એવું છે.

જે કાંઈ કરતાં હો ત્યાં સ્પષ્ટ લક્ષ વિધાનનું,
આપણે રાખવું યોગ્ય તણાયા વિણ ઊર્મિથી.

ઊર્મિ કે લાગણી, પ્રેમ, ભાવના, ભાવ સૌ બધું,
શક્તિ તે, કામ લેવાને આપણે જાણવું રહ્યું.

તેના સર્જક તો પોતે એવું ભાન રહ્યા જતે,
સ્વતંત્ર ચેતનાશક્તિ આનંદ માણશે હૃદે.

કશું ના ભોગવી લેવું પોતાના ઉપભોગમાં,
આનંદ જે મળે તેને વાપરો શક્તિ સર્જવા.

પોતાનું ભાન રાખીને પૂરેપૂરું, બધી રીતે,
વર્તવું સર્વ કર્મોમાં હેતુને લક્ષ રાખીને.

યદ્વાતદ્વા કર્યેથી તો મેળવાય કશું નહિ,
પ્રમાણ રાખવું યોગ્ય ઘટે આપણને સહી.

નિમિત્ત કર્મ તો સર્વ આપણે જાણવા ઘટે,
બંધાઈ કર્મમાં તેથી જવું ના આપણે કશે.

'લાગણી એક બાજુની ધરંતાં ઉર આપણે
છીએ ત્યાં પછડાવાના', રાખવો ખ્યાલ સાધકે.

નિરાળું આપણું કામ બધાંયે કામથી ઊંડું,
થતાં સૌ કર્મમાં એને આપણે પામવું રહ્યું.

થતું હોય નહિ જો, તો કર્મ તે કર્મ બંધન,
દેખીતું શ્રેષ્ઠ છો હોય આપણા કામનું નથી.

જ્ઞાન, ભક્તિ, ઊંડું ધ્યાન, યોગના લક્ષ ચિત્તથી,
જેમાં તેમાં પ્રવેશાવું આપણે રાખવું મથી.

ભાવ હૈયાતણો જ્યારે પ્રત્યક્ષ જન્મતાં હ્દે
પાકેલી ભૂમિકા ત્યારે આપણી જાણવી ઘટે.

(તા. ૨૦-૮-૧૯૪૩, કરાંચી)

## સાધકનું જીવન અને તેનાં વલણો

(અનુષ્ટુપ)

સંસારી સર્વ સંબંધો સંસારી સુખ કાજ ના,
પ્રેમ ઉદ્‌ભાવવા એ તો મળેલાં સૌ નિમિત્ત ત્યાં.

સદ્‌ભાવના વધે હૈયે એ રીતે વર્તવું ઘટે,
જીવન તેમની સાથે સંકળાવાનું એ રીતે.

સગાં વ્હાલાં બધાંથી જો હૈયાનો પ્રેમ ના વધે,
જાણવું 'આપણી રીત હશે ના યોગ્ય વર્તને.'

વધારે ઓછું કો વ્હાલું આપણે ગણવાનું ના,
સમભાવ હ્દે રાખી વર્તવું શ્રેય-અર્થ ત્યાં.

ડંખ ના કોઈને માટે રે'વો હૈયે ઘટે કદી,
કોઈનું સારું ને ખોટું સંઘરી રાખવું નહિ.

એકવાર કહી દેવું કોને કે'વાનું આવતાં,
માનવાનો હશે જો તે માનશે આપમેળ ત્યાં.

ગોદાટી કદીયે કોની કેડે પડી ન કૈં કરો,
લીધેલાં કામમાં પૂરી ગોદાટી કરવી ચહો.

બીજાંનાં કામમાં ચિત્ત જવા દેવું ન આપણે,
આપણાં કામમાં ચોંટી રહેવું ખૂબ આપણે.

પોતાનાં કામનો ખ્યાલ જેને પૂરેપૂરો ન રે',
એવો તે ખ્યાલ બીજામાં કેવી રીતે ઉગાડશે ?

પોતાનામાં ઉગાડી જે શકે તત્ત્વ પૂરું હૃદે,
તેનામાં પ્રગટે શક્તિ તેને હક્ક બધા મળે.

અધૂરાં આપણે કેવાં સુધરેલાં ન આપણે,
સુધારવા બીજાંને તે જવું આપણું વ્યર્થ છે.

સુધરેલાં પૂરેપૂરાં જ્યારે આપણને જુએ.
હશે સુધરવાનાં જે યોગ્ય તે વેળ સૌ થશે.

પંચાત છોડી બીજાંની આપણે ઠામ બેસવું,
આપણે કરવાનું જે કરી નિશ્ચિંત વર્તવું.

આપણે જેટલાં મૂંગાં શકીશું રહી તેટલી,
વધશે શક્તિ હૈયે, સૌ શકીશું ખેલ નીરખી.

આપણામાં પૂરું જોમ ભાવે કેંદ્રિત સૌ કરી,
સાક્ષી તટસ્થતા ભાવે વર્તવું સાથ સૌ હળી.

સંઘરેલા જૂના ખ્યાલો, જૂની જે કલ્પના બધી,
જૂનાં ગણતરી મૂલ્યો છોડી સૌ, ધારવું મથી.

જૂનાં તે ધોરણો આવ્યાં વિના રે'શે કદાપિ ના,
કિંતુ ત્યારે થવાનું ના તાબે તે વૃત્તિને જરા.

માપવાનું કદી રાખો કોઈને નહિ આપણે,
લેવાનું પારખું છોડો સોંપો તે સર્વ ઈશને.

મપાઈ જાય જો કોઈ ચિત્તમાં તે ન રાખવું,
વહી જાવા જ ઘો એને ચોંટાડી ચિત્ત ભાવ શું.

સારાખોટા બધા ખ્યાલો રાખવાના ન આપણે,
પ્રભુને તે સમર્પીને રહ્યા ખાલી કરો હૃદે.

કોઈની વાતમાં મેળે ધ્યાન ના રાખવાનું છે,
દોરે જો કોઈ કૈં લક્ષ તાટસ્થ્ય ધારવું હૃદે.

પ્રભુના ભાવનું લક્ષ જીવતું જાગતું કરો,
એની પાછળ હોમાઈ જવાનું બધુંયે કરો.

પ્રત્યક્ષ જીવને એને કર્યા વિના હૃદે કશે,
ઠરીને જંપી ના કેમે બેસી રે'વાનું આપણે.

પરોવાઈ જશે ત્યારે અનેક તૂતમાં ખરે,
આપણું ચિત્ત એવું કે શકીશું જાણી ના હૃદે.

જેને જે જોઈતું હોય લેવા ઘો તેમને બધું,
નિઃસ્પૃહી આપણે રે'વું, ભાગ આવેલ તે કરી.

સંડોવાઈ જવાનું ના કશામાં થાય આપણું,
એ રીતે વર્તવાનું છે સ્વસ્થ શાંતપણે પૂરું.

પરિણામતણી ચિંતા રાખી કર્મ ન કૈં કરો,
આવેલ કર્મના ભાવે વર્તી નિશ્ચિતતા ધરો.

ઓછાં તો આપણે છીએ કોઈ ને કોઈ વાતમાં,
બીજાં ઓછાં બીજી વાતે, એક સૌ સરખાં ભલાં.

કોઈનો દોષ જોવાનો આપણાથી કરાય ના,
પોતાનો ખોળી ખોળીને મથો યોગ્ય પૂરું થવા.

આપણું કરવાનામાં સર્વસ્વ પ્રાણ આપણે,
રાખીશું જો પૂરેપૂરો યોગ્ય તો જીવવું બને.

ખોડખાંપણ બીજાંની આપણે કાઢવી નહિ,
જે જે કૈં આપણું વાંકું સુધાર્યાં કરવું મથી.

લેવાની સૌ બીજાંમાંથી સારું તે ટેવ પાડવી,
એવો અભ્યાસ ખંતેથી કરી શુદ્ધિ વધારવી.

૧

સંધાયો તાર જે સાથે તેનામાં પ્રેમથી પૂરા
ભળી જે જાય, તે સુખી સૌ વાતે જ થશે સદા.

પોતાનું માન્યું તેનાથી વેગળું જે રહ્યા કરે,
શુક્કરવાર એવાનો કદાપિ ના કશે વળે.

યોગ્ય કર્તવ્ય ને ધર્મ પોતાનાં સર્વ જે હશે,
કરી તે જો શકો ના તો વેગળોયે પ્રભુ હશે.

જે સાથે જે વરેલું છે કર્મપ્રારબ્ધ ત્યાં ઊભું,
હૈયાં જોડાણમાં હેતુ કર્મનો કોઈ ઑર શો !

માનવી બુદ્ધિમાં પૂરું શકે સૌ આવી કેમ તે ?
કર્મથી સાંપડેલું જે મિથ્યા કો ના કરી શકે.

પ્રેમભાવે ઊભા રે'વું, પ્રેમીનું સર્વ રાખવું,
પ્રેમીને રીઝવી હૈયે પ્રસન્ન શાંત વર્તવું.

આપણે એકબીજામાં એક ભાવે પ્રવર્તવું,
પોતાના પ્રેમીને માટે વારી વારી થયા જવું.

આનંદ આણી આણીને ગમે જે રીત પ્રેમીને,
વર્તવું તે રીતે રાખો પ્રેમીનું લક્ષ રાખીને.

બીજાંને રાજી સૌ વાતે રાખવાં આપણે પૂરાં,
'રાખે આપણને રાજી બીજાં' ચાહો ન એમ ત્યાં.

કરી છૂટીશું જો યોગ્ય કર્તવ્ય આપણું પૂરું,
નિશ્ચિતતા અને શાંતિ તેમાંથી મળશે બધું.

ધાન્ય પકાવવા માટે કેટલો શ્રમ ત્યાં પડે !
મેહની ત્યાં કૃપા થાતાં મથેલું પાર તો પડે.

સર્વ જે જે કરો તેમાં હૈયાનો ભાવ રાખવો,
અજીઠું તે વિનાનું સૌ આપણે ગણવાનું તો.

'રાખવાનો હૃદે રાજી કોને ?' ચિંતતવું હૃદે,
ખ્યાલ એનો બધાં કર્મે રાખી તે કરજો જગે.

થાય રાજી પૂરું વ્હાલું એ રીતે વર્તવું ચહી,
પ્રાણ પેઠે ગણી વ્હાલું હૈયામાં રાખવું ભરી.

**સંસાર પ્રભુ-પ્રાકટ્ય લીલારૂપ ગણી હૃદે,**
પ્રભુભાવે પરોવાઈ તેમાં રે'વાનું આપણે.

કેળવ્યા કરવાનો છે એવો અભ્યાસ જીવતો,
વિના અભ્યાસ જે જીવે જીવવાનું નકામું તો.

જેના જીવ્યા વિશે પ્રાણ, પ્રેમ કે ચેતના નથી,
ગાડરિયા પ્રવાહે જે જીવે, નિર્માલ્ય તે સહી.

જેને ના ભાવના જાગે, જેને પ્રેમ સ્ફુરે નહિ,
પોતાનો સ્વાર્થ જે શોધે માનવી, તે છતાં નહિ.

આનંદ આપવામાં સૌ જતું સર્વસ્વ જે કરે,
સમૂળગું મટી જે કો જાય, માનવી તે ખરે.

પોતાનું પકડી બેસી રે'વું ના આપણે કદી,
બીજાનું એની દૃષ્ટિથી આપણે તોળવું સહી.

તોળવાનું કદી કોને મૂકી દેવાય સામટું,
ઉત્તમ એ સમું તત્ત્વ કોઈ બીજું નથી કશું.

જવાને જ્યાં ધર્યું લક્ષ ત્યાં જવા પેરવી બધી,
કરવાની સદા રાખી વધારો ચેતના વળી.

થતાં સૌ કર્મ તેમાંથી વધે ચેતન ત્યાં નહિ,
યોગ્ય ના તો થતું જાણો, વિચારો ઊંડું ઊતરી.

જેના થકી થવાવાનું છે પાકું આપણે પૂરું,
તેને વેગળું મૂકીને કેવી રીતે પૂરા થશું ?

માથાહારા જડેલા છે જેની સંગાથ આપણા,
તેવાને હડસેલીને થઈશું સુખી કેમ ત્યાં ?

કર્મસંજોગથી જેઓ મળે આપણને જગે,
ઊંચા કૈં લાવવાનું છે આપણું કર્મ તેમને,

ખર્ચવા પડશે પ્રાણ એનીમેળે ન કૈં થશે,
સહેવાનું કંઈ આવે, આનંદે તે સહો હૃદે,

પોતાનામાં નવો પ્રાણ સ્ફુરાવી જે શકે હૃદે,
ચેતના પ્રગટેલી છે તેવામાં જાણવી ખરે.

ચઢાવી જે શકે ઊંચા કોઈનેય જરા કશું,
ચઢેલું જાણવું એને પ્રાણ ચૈતન્યથી ભર્યું.

(તા. ૨૨-૧૧-૧૯૪૩, ખાર.)

## જીવનસાધના વિચાર

(શિખરિણી-મંદાક્રાંતા)

નભે રંગો ઊઠે સુરભિ ભરિયા, લાલી સૌંદર્ય સંધ્યા,
ઊંડાં પ્રેરાવે છે મનહૃદયમાં શાંતિ આહ્‌લાદ કેવાં !

પૂંઠે એની કેવું નરદમ ભર્યું ઘોર અંધારું આવે,
ઊઠે ના તે વેળા પણ કંઈ કશો ખ્યાલ એનો જરાયે.

(અનુષ્ટુપ)

સ્વભાવવશ કર્મો જે થતાં, અજ્ઞાન તે ગણો,
પમાડે સુખ પ્‌હેલાં તો પછીથી દુઃખ પામશો.

શાંતિનો ભંગ ના થાય પ્રવૃત્તિ એવી રીત સૌ
કરી ખંતે શકાયે જો, તાટસ્થ્ય જાળવી શકો.

સર્વ કામો થવાવામાં શાંતિ ને સમતાતણી
ભૂમિકા યોગ્ય જો પૂરી રખાય, તો સરે કંઈ.

કશું ના આપણા ધાર્યા પ્રમાણે બનતું જુઓ,
તે વેળા શાંતિ રાખીને ઉરમાં સમતા ધરો.
શંભુમેળો થયો ભેગો જ્યાં હોય આપણે ત્યહાં,
સર્વ પ્રકારથી શાંતિ રાખીને વર્તવું સદા.
વર્તવું ત્યાંય એ રીતે કે બીજાંનેય જે થકી
બોધપાઠ મળે સારો, ચેતવું સાવધાનીથી.
સંજોગો સર્વનો હેતુ ઉદ્‌ભવવો ઘટે પૂરો,
ચેતાવેલો હૃદે રાખી હેતુ, કર્મ બધાં કરો.

છતાં પાછું સરાણેથી ગાડું ઊતરી જાય ના,
ઠેકાણે ચાલતું રે' તે એવું છે વર્તવાનું ત્યાં.

પોતે સીધો રહે છે ને તેમ ખ્યાલ બીજાતણો
આપમેળે રહે યોગ્ય સાધક યોગ્ય તે ખરો.

સંકળાયેલ જે સાથે તેના જીવનમાં પૂરી
ઉષ્મા જન્માવવાને તો આપણો સાથ જોઈશે.

સહાનુભૂતિ ને પ્રેમ હૂંફ શી પ્રેરણાભરી !
આપણી પાસથી એને આપ્યા જ કરવી પૂરી.

જીવ્યાનો આપણો હેતુ એવો બીજાતણો ન હો,
વિચારભેદ રે'વાનો, આપણે પડી ત્યાં ન રો'.

આંબા ઉતાવળે પાકે કદી ના કોઈને ચહ્યે,
★**કાળ તે કાળનું કામ** મેળે સર્વ કરાવશે.

કાળ ને ભાવનો હેતુ જે હ્દે સમજી પૂરો
લક્ષમાં રાખી વર્તે તે વ્હેલું ઠામ પડી જશે.

મન, ચિત્ત, હ્દ, પ્રાણ ઠરેલાં બુદ્ધિ જેહનાં
વર્તતાં સર્વ કર્મોમાં રહે, તે શક્તિ પામતાં.

કો વાતે અકળાવાનું જરાકે રાખવું નહિ,
કહેવું યોગ્ય જો ધારો કહી દો એકવારથી.

તેવું કે'વામહીં પૂરો પ્રેમભાવ હ્દે સ્ફુર્યો
આપણો ત્યાં ઘટે રે'વો કોમળસ્પર્શ જાદુ શો !

---

★ ભાવ તે ભાવનું કામ.

ભારે ભારે કશી વાતે લાગવા દેવું ના મને,
પ્રફુલ્લ હલકાફૂલ રહેવું લક્ષ રાખીને.

લાગવા ના જરી દેવી ચિંતા કશાની ચિત્તમાં,
વ્યગ્રતાયે કશા વિશે ઊઠવા દ્યો ન સંગમાં.

પાણી રેલાની પેઠે સૌ વહેતું રે'વું પ્રેમથી,
સાથ દેતા ભલે હો ને પોતામાં રે'વું તે છતાં.

આપણે આપણો ખ્યાલ જીવતો જાગતો પૂરો,
પ્રજ્વલિત કરી રાખ્યા હેતુનો મર્મ સાધવો.

પોતે ચીલે રહે જે છે, ભૂલો ના પડશે પથે,
જશે ના અટવાઈ તે કોઈ પ્રસંગમાં કશે.

ચેતનાપ્રાણ હૈયામાં પ્રગટેલાં રહ્યા કરે,
વર્તો એવી રીતે જ્યાં ત્યાં ભાવનાથી પૂરું હૃદે.

પ્રમાણિક બધાં કર્મે ધ્યેયના હેતુ જ્ઞાનથી
આપણે તો રહેવાનું, જીવતું વ્હેવું કર્મથી.

ઉધામા કોઈ વાતે તો આપણે કરવા નહિ,
ડાહ્યા ના આપણે થાવું, કે ના તેવું બતાવવું.

બીજાં ડાહ્યાં ભલે હોય, પૂરો ત્યાં પ્રેમ રાખીને
નમ્રતા છેક સુધીની રાખીને વર્તવું ઘટે.

નમ્રમાં નમ્ર જે રે' છે તે વ્હાલું પ્રભુને હૃદે,
આવે જો ચગદાવાનું જ્ઞાનભાવે સહેવું તે.

કામ આપે સહ્યું એવું બાકી જાય નકામું તો.
ક્ષોભ કામે રખાયો તો તે કામે ભલીવાર શો !

નિઃસંકોચપણે જ્યાં ત્યાં વિવેક રાખી વર્તવું,
બીજાં ઊંધા ભલે રે'તાં આપણે તેવું ના થવું.

'વર્તનો, વાણી ને કર્મ આપણાથી બીજામહીં
થશે શું શું ?' વિચારી તે આપણે વર્તવું રહ્યું.

ખોટો ખ્યાલ બીજાં વિશે દેવો ના પેસવા કશો,
આશીર્વાદ બધાંનાયે મળે એમ ચહ્યા કરો.

ભાવ-આદર જે યોગ્ય તેને તે આપતાં રહો,
વિકાસ આપણા અર્થે, બીજાં કાજે ન તે ગણો.

કોઈનુંયે કરો કામ ઉમંગે બધું તે કરો,
કચવાટ જરા હૈયે રાખવો ના ઘટે કશો.

ભરી રાખો ન કોઈનું કશુંયે ઉરમાં કદી,
કશું સંઘરવાનું તે આપણે રાખવું નહિ.

જૂના ખ્યાલો પ્રમાણોથી આપણે વર્તવું નહિ,
ભાવવૃદ્ધિ થવા માટે વર્તવા ઇચ્છવું ચહી.

કોઈને માપવાનું તો આપણે રાખવું નહિ,
પારખુંયે ન લેવાનું આપણે ધારવું કદી.

પારખું આપણું લેવા કદી કો ઇચ્છતું હશે,
ભલે લઈ જતું છો તે રહેવું સ્વસ્થ આપણે.

પ્રતિકાર કશા સામે આપણે કરવો નહિ,
કરશો તો બગાડી સૌ નાંખશો, ચેતવું નકી.

'આમ કરીશું તો આમ, બીજાં કો બોલશે બીજું',
ચિંતા મને ધરી એવી વર્તવાનું ન રાખવું.

આપણું મોટું જે માથે તેને પૂછી બધી રીતે,
સમજી વર્તવું પ્રેમે જે તે યોગ્ય કશા મતે.

આગ્રહો આપણા ક્યાંય કશામાંય ન તે ઊઠો,
ચેતેલા એવું વર્તીને થવા નિરાગ્રહી મથો.

નિરાગ્રહી થવા સારુ સાંપડેલો પ્રસંગ આ,
એનો એવી રીતે પૂરો ઉપયોગ કરો કર્યા.

આપણા દોષ જોવાનું બધાંના સંગથી કરી,
રાખવું ધારી ધારીને જોવું બીજાંનું ના જરી.

ગમે તે કારણો આવે તોયે ત્યાં મનમાં કશો,
અજંપો રાખવો ના કૈં ખ્યાલમાં રાખી રાખી સૌ.

કરેલાં કામમાં ભૂલો બતાવે કદી કોઈ જો,
'શીખી લેવા બતાવે છે' આપણે એમ માનજો.

વર્તવું એવી રીતે કે બીજાંને પ્રેરણા મળે,
ને સાથે વ્હાલ બીજાંનું મળ્યા આપણને કરે.

**સર્વનાં ચરણોથીયે નીચા આપણને ગણો,**
નમ્રતા સર્વ સંગાથે રાખી સૌ વર્તવું ચહો.

ખ્યાલો, ગણતરી, બીજી કલ્પના ના કશી ધરો,
હૈયે સરળતા ધારી પ્રેમભક્તિમહીં વહો.

પ્રભુનું નામ લેવાનું સદાકાળ ચહ્યા કરો,
સાથ એનો રખે ચૂકો એટલી તો કૃપા કરો.

બોલાવવાનું ના મૂકો પ્રભુને જ્યાં ઊંધું થતાં,
સંભાળી સૌ સુધારી લો રાખી પ્રસન્નચિત્તતા.

કહેશે કોઈ તો આમ, કહેશે તેમ કોઈ તો,
ગૂંચવાઈ ન ત્યાં જાવું સ્થિર ચિત્તે પ્રવર્તજો.

'બધાંનું રાખવાનું તો સર્વથી ના ભલે બને.'
કિંતુ સાધકને માટે એવું સર્વ જરૂરી છે.

કબૂલી દોષ લેવો ને માફી હૈયાની માગવી,
કશું રે'વા ન દેવું ત્યાં ભૂલથી શીખવું વળી.

ભલે ભોટ ગણે કોઈ નિસ્બત આપણે કશી,
હૈયામાં રાખવાની ના, રે'વું મસ્તીથી ભાવની.

સંસારના ચીલાથી જો કો જુદો ચાલવા જશે,
એને ઊંધો બધા લોકો કહેવાના જરૂર તે.

અનાદિ કાળથી એવો ચીલો પડેલ વિશ્વનો,
એવાઓને સતાવ્યા છે, લોકોએ તો ઘણા ઘણા.

૨

કિંતુ સંસાર એ તો છે પ્રાકટ્ય પ્રભુની લીલા,
એમાં પ્રભુ ન જો દેખો મળે તો પ્રભુ ક્યાંય ના.

પોતાનામાં પ્રભુ જેઓ હૃદે ઉદ્ભાવવા ચહે,
પ્રભુ હોય બધાંનામાં જાણી તેમ, બીજાં ચહો.

પ્રભુયે છે બીજાંનામાં કિંતુ જુદા પ્રકારનો,
અનંતરૂપ એનાં છે અનંત રંગભાતનો.

એકસરખીયે કોની પ્રકૃતિ ના કદી જગે,
છતાં તેમાં રમે કેવો એક ભાવે પ્રભુ બધે !

આદર્શ દાખલો એવો પ્રભુનો આપણે લઈ,
વર્તવાનું જગે રાખો કામ તો નીપટે સહી.

સંસાર તો પ્રભુની તે શાળા પ્રયોગ શીખવા,
શીખી લેવાનું જ્યાં ત્યાંથી આપણે રાખવું સદા.

શીખવા માટ સંજોગો પ્રભુએ સૌ ઊભા કર્યાં,
કિંતુ અજ્ઞાનથી કેવાં આવરાઈ બધાં જતાં !

કારમા કાળમાં આવા જીવવા જેટલી બધી,
સામગ્રી પ્રભુએ દીધી કૃપા ઈશની કેટલી !

ભૂખે લોક મરે કૈંક રે'વા ઠેકાણું ના મળે,
પ્રાણ તરફડી કાઢે બેહાલ શા જીવો જીવે !

કૃપા તોય પ્રભુની શી ! ઠસે લોક મને નહિ,
સંભારવા પ્રભુને કો જરાકે નવરું નથી.

બુદ્ધિશાળી હશે કે' તે અમારાં કર્મને લીધે
'અમારી બુદ્ધિના જોરે અમે સૌ મેળવ્યું ખરે.'

ગમે તેટલી બુદ્ધિ હો, ચાતુર્ય હો ભલે બધું,
પોબાર ના બધી વાતે પડેલા કોઈના જુઓ.

પ્રભુનો હાથ સૌ વાતે જોવો સર્વ પ્રસંગમાં,
એનો પાડ પૂરો માની ધારવી કૃતકૃત્યતા.

સર્વે સરળતા જેને તેને તો આપવી રહી,
પોતે ત્યાગ કરી સૌની પૂંઠે રહેવું પ્રેમથી.

ના કહેવા પ્રભુ આવે કે 'ઊભો છું હું તો અહીં',
આપણે જાણી લેવાનું શીખવા મથવું ચહી.

એનો હાથ તમોને તો જણાશે સર્વ વાતમાં,
એનો હાથ જણાતાં સૌ પમાશે ખૂબ સર્વમાં.

મારા જેવા તપેલાની પરે રખાવજો કૃપા,
મૂકશો હડસેલી ના તમોમાંથી મને કદા.

(તા. ૧૫-૧૧-૧૯૪૩, ખાર)

## સાધનાની પારાશીશી

(અનુષ્ટુપ)

પોતામાંનો કંઈ ભાગ પોતાનો જો રહ્યા કરે,
નડ્યા તે કરશે, માટે કરી દ્યો પ્રભુનો જ તે.

પોતામાંના બધા કોષ પાંચેય પ્રભુના કરો,
આડે ના આવવા દેવું તહીં તો આપણે કશું.

કેવળ અંતરે જે હો ન તે એકાગ્રતા પૂરી,
રાખો સૌ બાહ્ય કર્મોમાં તેવી એકાગ્રતા નરી.

પાછું એકાગ્ર રે'વામાં ત્યાં તટસ્થ રહ્યા જવું,
નહિ તો કર્મમાં પૂરા ભેળાઈ જ જશો પૂરું.

પ્રભુ-દોરવણી નીચે મુકાઈ પ્રેમથી જવું,
કોઈ ભાગ ન બાકી રે' એવું સૌ કરી નાખવું.

ધ્યાનમાં જેમ તાટસ્થ્યે ઊંડા અસ્પર્શ્ય શા રહો,
કર્મમાં વ્યવહારેયે વર્ત્યાં તેમ સદા કરો.

ખુલ્લા થાઓ પ્રભુ પ્રત્યે, આપણાં સર્વ કર્મને
પ્રભુ-દોરવણી નીચે મૂકી દ્યો પ્રાર્થીને હૃદે.

ઉન્મુખતા પ્રભુ પ્રત્યે પ્રેમભાવથી રાખજો,
એવા પ્રયત્નની ધારા વ્હેતી અખંડ રાખજો.

તટસ્થતા, હૃદે શાંતિ, સ્થિરતા, સમતા-દશા
થવા સારુ, પ્રભુની તે કૃપા-સ્હાય કરો ચહ્યાં.

તેવું તેવું થવા સારુ પોતાથી બનતું બધું,
કરી સૌ છૂટવું ખંતે, કૃપા તે સાથ માગજો.

પોતે કર્યા વિના એની કૃપા જો માગશો તમે,
ઊભો ના પડખે રે'શે પ્રભુ પોતાની મેળ તે.

પૂરું મરી મથો જાતે સર્વ યત્ન કર્યાં કરી,
પૂરી ચેતનતા રાખી કૃપા-સ્હાય ચહો પછી.

પ્રયત્ન જે કરો તેમાં પ્રભુની સ્મૃતિ જો હશે
ચેતના પ્રાણવાળી, તો કામ યોગ્ય થયા જશે.

પ્રભુને વેગળે મૂકી કામ જે તે કર્યાં કરો,
ફરિયાદ પછી શાને આપણે કરવી ? કહો.

જેમાં તેમાં પ્રભુને તો ઉર સાક્ષાત ધારજો.
તેવા ભાવતણો હૈયે અભ્યાસ પાડતાં રહો.

શુષ્ક અભ્યાસ બુદ્ધિનો નકામો ખાલી તે ગણો,
ભાવવૃદ્ધિનું ત્યાં માપ સાધકે રાખવું રહ્યું.

ઊંડી તટસ્થતા, શાંતિ સૌ વૃત્તિથી, અલિપ્તતા,
સમતા, હૃદયે ભાવ કેવાં રહ્યાં કરે સદા ?

જે તે કર્યાં કરો તેમાં પ્રત્યક્ષ કેટલાં રહે,
એ બધાં સાધનાંમાપો આપણે જાણવાં હૃદે.

ઈશ્વરેચ્છા પરે રે' છે કેટલી શરણાગતિ,
વિચારો શા કરે પેદા તેયે તે એક માપ છે.

જ્ઞાન, વિવેકની શક્તિ ખીલેલી પુષ્પ જેમ રે',
વર્તન કોરું એવાનું થશે ના કોઈ રીતિએ.

પ્રત્યેક વર્તને એવાં પ્રાર્થના કરવી હૃદે,
પ્રાર્થ્યા વિનાનું એવાને કશુંયે ખપશે ન તે.

આહારે ભાવના રાખી તે યોગ્ય પ્રાર્થના કરો,
મળમૂત્ર જવા કાળે યોગ્ય તે ભાવના ધરો.

'પ્રત્યેક વ્યવહારેયે એવો ભાવ હૃદે ધરી
જે તે સૌ કરવાનું છે.' હૈયે તે રાખજો સ્મરી.

શક્તિ પ્રાપ્ત થતાં જે જે જ્યાં જ્યાં અશુદ્ધતા હશે,
સુધારો ભાન રાખીને તે બધું ચેતના વડે.

મળેલી શક્તિ એકાગ્ર તે ભાગે કરવી પડે,
ધારણા ત્યાં થવા શુદ્ધ ધારી, કૃપા ચહો હૃદે.

જે તે કાંઈ કરો તેમાં માગ્યા કૃપા કરો સદા,
એની કૃપાથી જે તે છે ધરો ત્યાં એમ ધારણા.

સૌ પુરુષાર્થનું જોર આપણે રાખવું ખરે,
સૌ કૈંયે કરતાં રે'તાં છતાં નમ્ર થવું હૃદે.

'પ્રભુ જ સૌ કરાવે છે' એવું હૈયે દઢાવવું,
છતાં થતાં ઊંધું એને માથે તે ના ચઢાવવું.

આપણો દોષ ત્યાં જોવો તો તો શુદ્ધિ થવા પૂરી
હૃદે ચેતનતા રે'શે જાગ્રતિ, શક્તિથી ભરી.

બીજાંની સાથ શી રીતે વર્તતાં શ્રેય સૌતણું
થતું રહે હૃદે એવો ભાવ ત્યાં રાખવો ઊંડો.

'વર્તતાં કાંઈ કો સાથે એથી એને થશે શું શું'
આવી જવો ઘટે ખ્યાલ મેળે એવો હૃદે પૂરો.

૨

બીજાંની ભૂમિકા યોગ્ય રહેવા આપણે સદા,
એ સાથે વર્તવું તેવું પ્રભુભાવ ભર્યું તદા.

કોઈ વૃત્તિતણે તાબે થઈ, ના વર્તવું કદી,
વૃત્તિનું જોશ વાળી સૌ લેવાનું રાખવું મથી.

પ્રવૃત્તિ આપણીમાં સૌ ખુલ્લું એના પ્રતિ થવું,
તે તે વેળા સ્મૃતિ ઊંડી પ્રભુની રાખી વર્તવું.

કશા કો કામનો લાભ લેવાનો આપણે નથી,
લાભ જો હો, પ્રભુભાવ માટે તે રાખવો ચહી.

ભાવનો તો વધારો ત્યાં થવા સૌ વાપર્યા કરો,
જીવવું આપણું પૂરું ભાવ માટે જ હો બધું.

ઉન્મુખ અંતરે રૈ'ને સ્થિરતાપૂર્વકે બધું,
પૂરી સરળતાથી તે પ્રભુ માટે જીવ્યા કરો.

જેવી તેવી રીતે કામે જોડાવું આપણે નહિ,
રહેવા ભાવ ત્યાં પૂરો રાખવાં ખંત જાગ્રતિ.

ખ્યાલ ભાન લહી ઊંડું 'કામ તે કામ માટ ના',
કામનો કામ રીતે ના ચહો ઉકેલ આણવા.

પરોવી ભાવના કામે કરો ઉકેલ કામનો,
થયેલું કામ તે વિના આપણું કામનું ન તો.

કેટલી જાગ્રતિ રાખી, કેટલી કાળજી લીધી,
ચેતના કેટલી રાખી આધાર એ પરે બધો.

હૃદે પ્રભુતણો ભાવ પ્રત્યેક કર્મમાં રહે
આપણો કેટલો, કેવો, તોળાય સર્વ તેથી તે.

**કર્મ પ્રભુતણો ભાવ બઢાવવા મળ્યા કરે,**
ખ્યાલ તે રાખીને ઊંડો કર્મ સૌ કરવાં ઘટે.

શુષ્કતા ના થવા દેવી કર્મમાં પેસતાં હૃદે,
આપણે આપણું જોતાં રહેવું બધી પેરથી.

છેતરાઈ જવાવાનું ક્યાંયે તે રાખવું નહિ,
**શુદ્ધ ચિત્ત કરી રાખ્યા ભાવકક્ષા વધારવી.**

અજંપો તે કશી વાતે આપણે ધરવો નહિ,
થતું હો જેમ તેવું સૌ થવાવા દ્યો બધું સહી.

કિંતુ વિવેકનું જ્ઞાન ચેતનાવાળું રાખવું,
થતું રે' તેથી કોઈનું કૈં ન ખોટું ઘટે થવું.

જે તે થતાં બધાં કર્મે ચારેબાજુતણો ઊંડો,
સૌ ખ્યાલ જાગતો મેળે રે'વો આપણને ઘટે.

કર્મમાં જ્ઞાન જાગેલું રે'તું હો, કર્મ તો ખરું,
આપણે જાણવાનું તે, બાકી તે અધૂરું ગણો.

બધા દોર મૂકી છૂટા એક તારે હૃદે ઊંડું,
પ્રભુભાવે રહેવાનું રાખ્યા કરો મથી ઘણું.

(તા. ૧૪-૧૦-૧૯૪૩, કુંભકોણમ્)

# કર્મ આચરવાની કળા

(અનુષ્ટુપ)

જે જે સૌ મળે છે તે કર્મનું પરિણામ છે,
કર્મને તરછોડ્યાથી કર્મ ના છૂટી જાય છે.

કિંતુ જે કર્મને એનાં હોય જે વલણો વડે
ભોગવે કર્મને, પાછું વધાર્યાં ઊલટું કરે.

કર્મનાં વલણોને જે જીવને રચનાત્મકે
**વાળવાનું કરે તેવો મેળવે કર્મ-તત્ત્વને,**

કર્મ-પ્રભાવની છાયા જીવને તો રહ્યા કરે,
એવા પ્રભાવથી વિશ્વે માનવી શાં તણાય છે !

અજ્ઞાનભાવથી તેયે જડત્વમાં ફસાઈને,
વ્યવહારે જનો મ્હાલે, તેવાં જીવન શું રળે !

પડી જીવનની ના કૈં, તેને જીવન ના મળે,
જેને જેની પડી હોય તેવામાં દૃષ્ટિ એની રે'.

જીવનધ્યેયની દૃષ્ટિ, વૃત્તિ વેધક કર્મમાં,
આરપાર રહે જેની તે રે' તલ્લીન ધ્યેયમાં

ખોટામાંયે રહી શક્તિ ચેતના તે પ્રભુતણી,
ભલે જૂઠા જણાવામાં ના ખોતા આપણે જરી.

આપણે શુદ્ધ હૈયાને રાખી જો શકીશું સદા,
સર્વથી ચેતનાશક્તિ મેળવ્યા કરીશું તદા.

બૂરા, સારા, બધાંનામાં રહેલી એની ચેતના,
આપણે આપણા ભાવે વર્તવું સર્વ સાથમાં.

પ્રત્યક્ષ જ્ઞાન એવું તો જ્યારે તે પ્રભુમાં રમો
સર્વને મળતું રે’ છે જીવને તે અનુભવો.

(તા. ૧૯-૩-૧૯૪૪, હિંદુ વિશ્વવિદ્યાલય, કાશી)

## શક્તિનાં રમકડાં

(શિખરિણી-મંદાક્રાંતા)

ઘડાયે છે જે જે નિજ જીવનમાં દુઃખને શીર્ષ વો’રે,
ઘડાયે છે જે જે અવર જનને કારણે યજ્ઞ માંડે,

ઘડાયે છે જે જે નિજ જીવનને પ્રેમભાવે સમર્પે,
ઘડાયે છે જે જે નિજ જીવનને ભેટ માની જ વર્તે.

ઘડાયે છે જે જે નિજ જીવનમાં ટોચ આદર્શ રાખે,
ઘડાયે છે જે જે નિજ જીવનને લક્ષ્યવેધી બનાવે,

ઘડાયે છે જે જે નિજ જીવનના હેતુ કાજે જીવે છે,
ઘડાયે છે જે જે સતત નિજનો ભાવ એમાં ધરે છે.

‘ઘડાવાને માટે પરિસ્થિતિ મળે સર્વને વિશ્વમાંહે’,
થતું એ હેતુનું નિજ હૃદયમાં ભાન કો ધન્ય વેળે,

છતાંયે ડૂબેલો નિજ રસમહીં માનવી ખોઈ બેસે,
ઘરેડે પોતાની નિજ જીવનને શો ઢસેડ્યા કરે તે !

જનો જેને સેવા અવર જનની માનતા, તે મહીંયે
કંઈ રાગદ્વેષો તહીં પડી રહ્યા કોણ જાણી શકે તે ?

મહત્ત્વાકાંક્ષાએ નિજ હૃદયની શુદ્ધતાથી ભરેલી
પડેલા સેવામાં, નિજ જીવનના તત્ત્વનું શ્રેય પામે.

ખરો સેવાર્થી તે નિજ મન સદા જે ઉકેલ્યા કરે છે,
થરો કેવા કેવા મનમહીં ભર્યા, તે સદા તે નિહાળે,

નિહાળ્યાથી એવું નહિ કંઈ વળે ખાલી જો તે નિહાળે,
ઘડાશે એવો જે વિરલ વીરલો યુદ્ધ તે સાથ માંડે.

નથી સેવા પોતે નિજ પટમહીં એકદેશીય ક્યાંયે,
રહ્યાં સેવામાંયે વિવિધ રીતનાં લક્ષણો, ક્ષેત્ર, દિશા,

ખરી સેવા એ તો નિજ જીવનને સર્વતોમુખી રાખે,
રૂંધી ના રાખે કો નિજ જીવનની એક બાજુ મહીં તે.

કરે સેવા પોતે અવર જનની તે જ જે સત્ય માને,
'થતી સેવા કેવી નિજ જીવનની' તે ન તેઓ તપાસે,

વરેલા જેઓ છે નિજ જીવનમાં સત્યને કોઈ રીતે,
તહીં તેઓ સત્યે નિજ જીવનમાં સર્વ અંગો તપાસે.

કરે છે સેવા જે નિજ જીવનમાં માત્ર સેવાની કાજે,
નથી કોઈ વાંછા અવર પણ કૈં એક સેવા વિના ત્યાં,

કદી જો તે સેવા પણ નવ કરે સર્વ અંગી વિકાસ,
રહેલી ત્યાં ખામી કહીં પણ કંઈ જાણી લેવી ઘટે જ.

'પોતે જે જે કંઈક કરતા તે જ છે માત્ર સાચું,
'તે વિનાનું અવર કંઈ જે સત્યની ખામીવાળું,

'પોતા વિના ભ્રમિત મતિનાં જે બીજાં ચાલનારાં,'
સેવાભાવી કંઈ કંઈ દીઠા માન્યતા એવી વાળા.

જેણે સાચું નિજ જીવનનું કાર્ય જે ઊર્ધ્વગામી,
માન્યું, તેમાં નિજ જીવનનું સર્વ કાંઈ સમર્પ્યું,

છોને ફાવે કંઈ પણ ભલે ક્ષેત્ર તે હો ગમે તે,
સેવા એવો પણ જગતની એની રીતે કરે છે.

જેનાથી કૈં જગત પરનાં સર્વ સામાન્ય એવાં,
જેઓ જેઓ નિજ જીવનમાં કૈંક સામર્થ્ય પામ્યાં,

**એવી શક્તિ ગૂઢ, સકળને જે રમાડી રહી જ્યાં,**
**તે શક્તિનાં સહુ રમકડાં આપણે તો બિચારાં.**

## દુઃખ-પ્રભુના આશીર્વાદ

(ઝૂલણાછંદ)

દુઃખ એ તો પ્રભુની કૃપા જાણવી,
દુઃખ જો આવકારાય પ્રેમે,
યોગ્યતાએ ગ્રહાયાં જશે દુઃખ જો,
ભાવના ઓર પ્રગટાવશે તે.
સુખ તો ભોગવિલાસની સૃષ્ટિ સૌ
સરજીને મોહમાં બાંધી રાખે,
ને સલામત સ્થિતિમાં રખાવ્યા કરી,
ના નવું ઉપજાવા કશું દે.
દુઃખ પ્રભુ-પાદ-નૂપુર-ઝણકાર છે,
ચિહ્ન સૌભાગ્યનાં શાં અમૂલાં,

દુઃખ તો ભવ્ય કો પ્રેમ-ઓજાર શું,
દિવ્ય એરણરૂપે જાત ઘડવા.

કારમું દર્દ જે દેહનું કુશળ કો,
વૈદ્ય નસ્તર મૂકી દૂર કરશે,

તેમ સૌ દુઃખ તો સ્થૂળનાં પડળને,
ચીરીને સૂક્ષ્મને બ્હાર આણે.

જેમ આ જગતમાં કૈં અનુભવ વિના,
સાંપડ્યું સાંભળ્યું છે કદી ના,

ભાવ જન્માવવા ગૂઢ ત્યમ અખતરો,
ભૂમિકા સ્થૂળમાં દુઃખનો ત્યાં.

દુઃખ તો જીવનનું દિવ્ય છે તપ રૂડું,
ચેતના-પ્રાણ પ્રગટાવનારું,

જે લહે દુઃખને તે રીતે પ્રેમથી,
પ્રીછશે હાર્દ એનું અનેરું.

હેતુ જો લક્ષમાં પ્રાણવાળો ધરી,
જે ઘડે જીવનને તેમને તે,

દુઃખ આશીરવાદો પ્રભુ હૃદયના,
પ્રેમ દર્શાવતા લાગશેયે.

(તા. ૧૦-૧૧-૧૯૪૩, ટ્રિચિનોપલ્લી.)

## જીવનદાતા દુઃખ

(અનુષ્ટુપ)

મોંઘામૂલો મહામંત્ર જીવનસિદ્ધિનો કશો,
વિશ્વે અસ્તિત્વમાં હોય, દુઃખ તો એક જાણશો.

દુઃખને જે સહે પ્રેમે દુઃખમાં હેતુ જે જુએ,
દુઃખને યજ્ઞભાવે જે સહે, કલ્યાણ મેળવે.

બેળે બેળે સહેવાથી દુઃખનો લાભ ના મળે,
કારમી ઉપજાવે તે નિરાશા કેવી જીવને !

આવેલું દુઃખ પોતાની મેળે ના તે જતું રહે,
સહેવું પડવાનું તે છૂટકો કોઈનો ન છે.

સહ્યા વિના ન જો આરો તો કંટાળવું શું પછી ?
ભોગવો એ રીતે દુઃખ જેથી મૂડી શકો રળી.

નકામું દુઃખ ના આવે કર્મનું પરિણામ તે,
બોધ લેવા કશો ઊંડો દુઃખનો હેતુ જીવને.

દુઃખને જે શકે વાળી જીવને રચનાત્મકે,
દુઃખને ફેરવી એવો શકે લાભે સુખાત્મકે.

વડલાની શીળી છાયા ધીકતા તાપમાં મીઠી,
દુઃખ છે જીવને એવું જો સહો તે ન ત્રાસથી.

દુઃખ તે દુઃખ ના, એ તો ઉષા-કલ્યાણ ભવ્ય શી !
ભરે જીવન આકાશ કેવા સુંદર રંગથી.

**દુઃખ એ તો નિશાની છે પ્રભુકેરી કૃપાતણી,**
**દુઃખને અવમાને જે નકારે પ્રભુની પ્રીતિ.**

દુઃખને જીવને જેઓ ઊંચે કૈં આવવાતણી,
સાંપડેલી સ્થિતિ જાણે, પામે છે શ્રેય તે નકી.

મુશ્કેલીઓ વિના કોઈ ઘડી જીવન ના શકે,
માર્ગ જીવનનો દુઃખ બતાવે છે નવો જગે.

વિચારતાં કરી મૂકે દુઃખ જીવન જન્મતાં,
સ્હેતાં સ્હેતાં દુઃખોથી શી પ્રાણશક્તિ કરે મળ્યાં.

દુઃખ જીવનમાં કેવું પ્રેરે સાહસ અદ્ભુત !
અશક્ય શક્યતામાં તે દુઃખથી ફેરવાય શું !

દુઃખ જીવનની શોભા, આહ્લાદરૂપ શું બને !
ચાંદની રાતની શોભા આનંદ પ્રેરતી શી તે !

**સ્થિતિમાં એકની એક** પડી રે'વા ન દુઃખ દે,
દુઃખ ગોદાટીને કેવો પોતાનો માર્ગ તે કરે !

જીવન સત્ત્વ પોષાતું દુઃખ સેવનથી રહે,
મુક્તિનો માર્ગ તો દુઃખ શોધવાને મથાવશે.

સૌ જાતની પડે છોને હાલાકી દુઃખથી શિરે,
પોતાનું ભાન હૈયામાં જગાડ્યા વિણ તે ન રે.'

દુઃખથી મોકળો માર્ગ સદા જીવનનો થતો,
દુઃખ તો માનવીકેરો મુક્તિનો મંત્ર જાણજો.

પૂરી જીવનની ક્રાંતિ દુઃખ દ્વારા થયા કરે,
દુઃખ એ તો તપશ્ચર્યા માનવીની જગે ખરે.

દુઃખ એ તો કસોટી છે કસાવા માનવીતણી,
જીવનકેરું સૌભાગ્ય ફળાવા તે પ્રસાદી શી !

દુઃખથી છો ઘડીવાર દબાઈ માનવી જતાં,
પ્રેરાવશે છતાં દુઃખ ધક્કેલ્યા કરી કર્મમાં.

કોઈ ના માનવી એવું જેને ના કશું દુઃખ છે,
અનેક જાતનાં દુઃખો, દુઃખ કેવું અનંત છે !

દુઃખની શી મહાગાથા ! જીવને જે ઉકેલશે,
જીવનકીર્તિનો તાજ શોભાવે શિર તે ખરે.

ઉત્ક્રાંતિ સર્વ જીવોની થતી દુઃખથી જાણજો,
જીવનક્રાંતિમાં ફાળો દુઃખનો ઑર ભવ્ય શો !

દુઃખ વેઠ્યા વિના જન્મ કશાનોય થતો નથી,
દુઃખ આઘાત આપીને પ્રેરાવે બોધ આપથી.

દુઃખ જે આપશે એને પોતાને દુઃખ મારશે,
દુઃખ જે ફેડશે અને દુઃખ તે મુક્તિ આપશે.

દુઃખ મિટાવવા જેઓ સ્વીકારે દુઃખ પ્રેમથી,
ઠરાવે માનવીમાં તે એને સર્વોપરી કરી.

દુઃખની સાધના દિવ્ય માનવીજીવને મળી,
જીવન માનુષી તેથી દિવ્યતામાં જતું મળી.

ઉત્ક્રાંતિ માનવીની જે આજે તે દુઃખને લીધે,
દુઃખ ના હોત તો ક્યાંયે વિકાસ ના થયો હતે.

યશસ્વી દુઃખની ગાથા ગાયા જેણે કરી સદા,
'દુઃખ-સરસ્વતી' એને આપે દિલ પ્રસન્નતા.

દુઃખ સ્વીકારતાં હર્ષે દુઃખ ના લાગશે કૂડાં,
માનવી સૌ સદા ગાજો દુઃખનાં ગીત મીઠડાં.

દુઃખનું મૂલ્ય કોઈથી આંકી ના તે શકાય છે.
દુઃખનો અંત કોથી ના મેળે પામી શકાય છે.

દુઃખ વટાવતાં દુઃખ બીજું આવી ઊભું રહે,
તવાતાં દુઃખથી પોતે પાકો કેવો થયા કરે !

દુઃખનો અંત જે ખોળે દુઃખને ના વરી શકે.
દુઃખથી મેળવે છે જે ચેતના, દુઃખને વરે.

દુઃખથી બદલાયા શું કરે છે માનવી જગે !
દુઃખથી માનવી શક્તિ કેવી આવ્યા કરે ઊંચે !

દુઃખ એ તો મહાશક્તિ સંજીવની જીવોતણી,
દુઃખ એ કુરબાની છે પ્રભુના પ્રેમભાવની,

દુઃખનો મહિમા ભારે સંસારી શું કથી શકે !
દુઃખથી તે દબાયેલાં દુઃખને જે રડ્યા કરે.

જન્માવવા પુરુષાર્થ, ચેતના પ્રગટાવવા,
મળેલું દુઃખ સદ્‌ભાગ્યે ઉષ્મા જીવન પ્રેરવા.

હતાશ દુઃખથી જેઓ બને નિર્માલ્ય જીવને,
દુઃખ એનું ચઢી વાગે દુઃખમાં તે ડૂબ્યા કરે.

રોદણાં રડવાથી કૈં દુઃખ તો ઓછું ના થતું,
ઊલટો દુઃખનો ભાર વધે સાલે હૃદે ઘણો.

‘જીવનસિદ્ધિને માટે મળેલું દુઃખ’ જાણીને,
મુકુટ શિરનો એને જે ગણી શિર પ્‌હેરશે,

એકલો એક તે માત્ર સર્વ ઈલાજમાં ખરે,
દુઃખને ટાળવાકેરો રામબાણ ઉપાય છે.

(તા. ૨૧-૩-૧૯૪૪, હિંદુ વિશ્વવિદ્યાલય, કાશી)

# દુઃખમર્મ

(મંદાક્રાંતા)

'હું દુર્ભાગી, સુખ નવ મળ્યું, ભાગ્ય મારું ન સારું',
શોચ્યે એવું કંઈ નહિ વળે ઊલટાં દુઃખી થાશું,
'જે આવે તે જીવનપથમાં કાર્ય કો હેતુ કાજે,
વ્હાલે દીધું' સમજી મનમાં તે સ્વીકારી જ લેજે.

● ● ●

(ગઝલ)

પ્રભુના કોપમાં ભારે અનુકંપા, દયા, પ્રેમ,
જગજ્જન ના શકે સમજી પ્રભુની શી હશે નેમ,
પ્રભુના વિશ્વની રચનાતણો કંઈ ખેલ ન્યારો છે,
ઘડીમાં તે રડાવે છે, ઘડીમાં તે ખિલાવે છે.

● ● ●

(અનુષ્ટુપ)

અનેકવિધ રૂપે તો પ્રકારો છે મીઠાશના,
જીવનદર્દની તોલે એકે આવી શકે જ ના.
પ્રભુના ગૂઢ હેતુને મૂર્ખ પામર માનવી.
પામી શકે કઈ રીતે હૈયે જો જડ તે રહે ?
'રૂડી શી ભવ્ય સામગ્રી !' દુઃખની પળમાં ભરી,
વરે જે દુઃખને એમ દુઃખને તે જશે તરી.
શ્રમ અને દુઃખ હો વ્હાલાં હૈયે જેને ઘણાં ઘણાં,
માનવીપણું તે વિના આપણું કેળવાય ના.

(શિખરિણી-મંદ્રાક્રાંતા)

ન હો રહેવાનું જો કંઈપણ કશું સર્વ તો મીઠું લાગે.
સહ્યા કેડે ભાગ્યે કંઈક જનમાં એવી મીઠાશ રે' છે,
જરા વા વાયા ઊડી જતું દીસે જેમ રૂ આકડાનું,
સહ્યા વિનાનું સૌ ત્યમ મધુર હો, તોય લૂખું નકામું.

● ● ●

(અનુષ્ટુપ)

ભોગ આપ્યા વિનાનું સૌ સુખ ના સુખ જાણશો,
પૂરી યજ્ઞાહુતિથી જે જન્મે તે સુખ જાણજો.
સુખને માણવું સારું લાગે છે સહુને જગે,
હોમાવું કિંતુ તે માટે લાગે ના વ્હાલું કોઈને.
હૈયાની વેદના ઊંડી ભલે જાણે ન કોઈ છો,
વેદનાથી ઊંડો ભાવ શક્તિ ત્યાં પ્રગટાવશો.
વેદના તેવી તો કેવું અલભ્ય કામ આપશે !
કલ્યાણ અર્થ શો સારે જેને તે વેદના થશે !
ઊંડો આઘાત જ્યાં લાગે લાગણી તેથી જન્મશે,
ભાવનાજોમને ત્યારે હૈયે જે અપનાવશે,
એવો હેતુ દઢાવી જે વહી દેશે જવા ન કૈં,
ભાવના એવી જન્મેલી ભાવે કેંદ્રિત તો થશે.
મંથનોથી ઊંડું જેનું વલોવાયું નથી ઉર,
યુદ્ધ શું ક્યાંથી ખેલી તે શકે ? છો હોય તે શૂર.
અંતરના વિષાદોથી ઘવાયો નથી જે ઉરે,
ચેતનાશક્તિ એવાને કો કાળે ના મળી શકે.

● ● ●

(શિખરિણી-મંદાક્રાંતા)

મહાઝંઝાવાતો બહુ પવનના સુસવાટા થતા હો,
મહાઅગ્નિકેરો પ્રલય જીવને ઉદ્‌ભવેલો જ કે હો,
કૃપાશક્તિને તો તહીં અનુભવી જે શકે છે પ્રભુની,
ઘડે છે એવા કો પરમ વિરલા જાતને શી અનેરી !

બધી બાજુએ જ્યાં નિજ જીવનને ઘોર અંધાર ઘેરે,
વિનાશે ઘેરાયું જીવન નીરખી વજ્ર આઘાત થાયે,
અને એનાથીયે પણ વિષમ કો જ્યાં નિરાશા ભલે હો,
પરંતુ ત્યાંયે શી પરમ વિલસે ગૂઢ એની કૃપા તો !

જગે ક્યાંથી દુઃખો, જીવનકલહો, દર્દ-દારિદ્રય આવાં ?
હશે રોગો જેવા ત્યમ દરદીને ઉપચારો કરાતા,
અનેરી રીતો છે પ્રભુની ઘડવા, જેવી સામગ્રી હોયે,
છતાં અજ્ઞાનીઓ નવ સમજતાં દોષ દેતાં પ્રભુને.

● ● ●

(અનુષ્ટુપ)

સાંપડે યાતનાઓ તો મહેચ્છા જાગી જેહને,
દુઃખોને યજ્ઞભાવે જે સ્વીકારે, લ્હાણ પામશે.

● ● ●

વિશ્વમાં કારમાં યુદ્ધ, કારમાં દર્દ-દુઃખથી
વિશ્વને ઘડવા માગે કૃપા સૂક્ષ્મ પ્રભુતણી.

છૂપો હેતુ પ્રભુનો તે તેવો ત્યાં કો ન પારખે,
પોતાના જીવને હેતુ એવો કો તેમ પ્રીછશે ?

પ્રભુ તો સ્હાય દેવાને ઊભો પ્રત્યક્ષ સૌ પળે,
કિંતુ તે સ્હાય લેવાની તૈયારી આપણી ન છે.
આપણે આપણી રીતે ચાહ્યાં સૌ કરીએ છીએ,
એ રીતે ખેંચવા પ્રેરે પ્રભુનેય જનો ખરે.
મ્હાલવું થઈ મોટા ભા સૌનેયે સારું લાગતું,
પ્રભુ કાજે પિલાવાનું કોને ના વ્હાલું લાગતું.
અનેક સંતભક્તોએ પોતાને દળી નાંખીને,
નમ્રમાં નમ્ર થૌ પૂરા ઓળખ્યા છે પ્રભુ હૃદે.
સૌ સહ્યાં કરવામાં તે પ્રભુનું જ્ઞાનભાવથી,
જીવનની પરાકાષ્ઠા પમાશે આપણા થકી.
સહ્યાં વિના ઘડાયું ના કોઈએ ક્યાંય વિશ્વમાં,
ઘડાવાની તમન્ના જો સહો પ્રેમથી સૌ ભલા.
ઉરદૌર્બલ્યથી જન્મ્યો સંતોષ ખપનો જ શો !
એ તો મૃત્યુ પમાડે છે, અગ્નિને બૂઝવે પૂરો.

● ● ●

(શિખરિણી-મંદાક્રાંતા)

બધા નાનામોટા નિજ જીવનમાં સાંપડે જે પ્રસંગો,
નકામા તે ના'વે જરૂર પ્રભુનો ગૂઢ હેતુ રહેલો.
શકો ના પ્રીછી તે પછીથી પ્રભુ તે શું કરે બાપડો હા !
મળે જ્યાં વેતા ના નિજમહીં પૂરા, દોષ શો કાઢવો ત્યાં ?
નડે વિઘ્નો જ્યાં જ્યાં પ્રકૃતિ નિજની માનજો ત્યાં રહેલી,
જીતી લેવા એને હૃદય દઢતા રાખજો ખંતવાળી,

● ● ●

પ્રભુ ડાહ્યો જ્ઞાની તમથી અદકો શ્રેય જે છે તમારું
તમોને પ્રેરાવે તહીં, પણ છતાં ધ્યાન બેસે ન પૂરું,
સ્વભાવે દોરાઈ જીવન ઘડવાના પ્રસંગો ગુમાવો,
હશો દેતાં શાને પછીથી અમથો દોષ એને જ માથે ?

● ● ●

જુઓ જે જે વિશ્વે પરિણત થતું લાગતું રે' સદાયે,
ન એવી ને એવી સ્થિતિમહીં પડી કોઈ રે' છે કદીયે.

● ● ●

(ગઝલ)

જીવનની પ્રાપ્તિ કરવાને જીવનને આપવું પડશે,
જીવનને આપશો જેવું વધુ તેનાથીયે મળશે,
જીવન વેપાર કરવાની પ્રભુએ પેઢી ખોલી છે,
કશું આપ્યા વિના સોદો કશોયે ના થવાનો છે.

જીવનને જે ફના કરશે જીવનનો ખ્યાલ રાખીને,
જીવન એને જરૂર મળશે જીવનથી તે જીવન રળશે,
'થતું રે' જે રીતે ઘડતર' બધાં સાધન પ્રભુ લેશે,
બધી સામગ્રી તે તે સૌ ઉમળકે આપવી પડશે.

તુલાના એક પલ્લામાં પ્રભુએ તો જીવનતોલ
મૂક્યું છે નિજનું પોતે, તમે આપો જીવનમૂલ્ય.
જીવનને તો ખરીદાશે જીવનના માપથી નિત્યે,
જીવનથી તો જીવન મળશે જીવનની એ ખૂબી નિશ્ચે.

જીવનને સાચવી રાખે સદા નિજ સ્વાર્થ કાજે જે,
જીવન તે મેળવી શકશે નહિ ઉપાય કોટિએ.

● ● ●

જીવન બલિદાન કરવામાં હૃદય જેને સ્ફુરે ઊર્મિ,
બલિ દે જ્ઞાનપૂર્વક તે મઝા ચાખે જ જીવનની.
કશું કૈં વૈતરાભાવે કદી કંટાળીને કરતાં
ખચીત ત્યાં ભાર લાગે છે, હૃદય બેચેની લાગે ત્યાં,
જગતમાં એમ ને એમ મળી શકતું નહિ કશુંયે,
મળે જે એમ ને એમ રહે શો સ્વાદ એમાં તે ?
મહામુશ્કેલીથી જે કૈં મળે તે વ્હાલું લાગે છે,
પછી સ્હેવાનું આવે ત્યાં કશું કાં આકરું લાગે ?

● ● ●

(ઝૂલણાછંદ)

કાષ્ઠ ચંદનતણું તે ઘસાતાં કરી,
મધુર સુવાસ પ્રગટ્યા કરે છે.
માટીનાં વાસણોયે નિભાડાતણા,
અગ્નિના તાપથી પક્વ થાયે.
હૃદયમંથન થકી યુદ્ધ જાગ્યા વિના,
માનવી તે કદી ના ઘડાયે.
જીવનમાં એવી તો તક ઘણી સાંપડે,
માનવી મૂર્ખ શું ખોઈ બેસે !

● ● ●

કામ, સંતાપ, મુશ્કેલીઓ જ્યાં નડે,
તે રીતે એમને ત્યાં ન જુઓ.
એ કસોટીરૂપે ને ઘડાવા મળે.
એમ હૈયે દૃઢાવી ગ્રહાજો.

જેમ પથરી પરે ધાર અસ્ત્રાતણી,
તે ઘસાતાં કરી તેજ થાયે,
તે રીતે સર્વ કામો મળંતાં ગણી,
ચેતના શક્તિને ત્યાં વધારો
ના મથામણ થતી જેહને કૈં કશી,
જીવન લૂલું રહે એનું સઘળું.
કોક ભાગ્યે હશે પુણ્યશાળી પૂરો,
મથવું જેને જીવનમાં ન પડિયું.
તે જ શૂરવીર કો એકલો ઝઝૂમશે
મંથને ઝેર ત્યાં છો નીકળતાં,
પૂરું પચવી જશો ઝેર એવું ઘણું,
તો જ તે તત્ત્વ અમૃત પામે.
મથવું એ જીવન આનંદ પ્રગટાવવા,
એમ ગણીને જ જે યુદ્ધ ખેલે,
મૃત્યુ એને કરી શું શકે ત્યાં ભલા ?
મૃત્યુ ગળી ત્યાં જશે આપમેળે.
દુઃખ અનિવાર્ય છે જીવનના પંથમાં
સ્હેવું તે સકળને ભાગ આવે,
પણ ઝઝૂમ્યા કર્યે જીતશે તે ખરે
આખરે વિજય - વરમાળ પ્હેરે.

● ● ●

(શિખરિણી-મંદાક્રાંતા)

નકામું ના કાંઈ અમથું બનતું, સર્વમાં હેતુ એનો
રહે સંતાયેલો સકળ જીવને સંકળાયેલ એ તો.

● ● ●

(શાર્દૂલવિક્રીડિત)

જે જે સર્વ પરિસ્થિતિ જગ મળે તે તે વિકાસાર્થ છે,
એ રીતે ઉપયોગ શક્તિ કરીને ત્યાં શોધજો તત્ત્વને.

● ● ●

(શિખરિણી-મંદાક્રાંતા)

કસોટી આપે છે પ્રભુ કરી કૃપા આપણું સત્ત્વ જોવા,
'સ્વીકારો શી રીતે મનહૃદયથી' પારખું તેનું લેવા,
ગમે તેવું આવે સહન કરતાં હાલી ત્યાં કૈં ન જાતાં,
પ્રભુને સંભારી બનતું સઘળું સૌ કરો સોંપી એને.

● ● ●

દુઃખી કોઈ વાતે કદી નવ થવું, દુઃખ એની પ્રસાદી,
જવાતાં લેવાઈ દુઃખથી જીવને હેતુ સૌ જાય માર્યો.

ભલે દુઃખો આવે 'ઘડતર થવા' ખ્યાલ એવો ધરીને,
સ્વીકારી હર્ષે તે મનહૃદયથી રે'વું સૌ તત્પરે ત્યાં.

સહેવાનું કોને જગત થયું ના ? એક એવું બતાવો,
સહેવું ઉમંગે ઊગી નીકળતું ભાવના રાખી જો હો.

જગે જ્યાં જ્યાં જુઓ કશુંય બનતું ના સહ્યા સૌ વિના કૈં,
સહેવાનું એ તો જગત જીવનો આદિનો કાયદો છે.

ગમે છે જે કર્મો સહન કરવું આકરું ત્યાં ન લાગે,
થતું સ્હેવાનું ત્યાં નજરમહીં તે આવતું ના લગારે.
સહેવાનો હેતુ સમજથી રહે જેહને લક્ષ પૂરો,
સહેવામાં એવા જીવન વિકસે, એવું તે ધન્ય સ્હેવું.

● ● ●

# દુઃખ

(અનુષ્ટુપ)

દુઃખ એ તો કસોટી છે, પરીક્ષા માનવીતણી,
રહે છે કેવી રીતે ત્યાં તે તેથી પરખાય છે.

દુઃખથી સૌ કસાયે છે, દુઃખ જીવનને ઘડે,
દુઃખ જીવનની દૃષ્ટિ આપે આપણને ખરે.

દુઃખ આપ્યું પ્રભુએ તો ઘડાવા જાતને જગે,
દુઃખનો હેતુ જો જાણો દુઃખ આશીરવાદ છે.

દુઃખના પા'ડ તો છોને માથે આવી પડ્યા કરે,
લેવાઈ દુઃખથી જાતાં દુઃખનો અર્થ ના સરે.

દુઃખ એ તો પ્રસાદી છે પ્રભુના ઘરની મળી,
સ્વીકારી વ્હાલથી જે લે ધન્ય તે તો થશે નકી.

દુઃખ એ કલ્પના માત્ર માનવીના મને વસે,
દુઃખ એને ગણે જે ના દુઃખ તેને નહિ કશે.

પ્રેમની તે પરાકાષ્ઠા પ્હોંચવા શો વિયોગ છે !
તેવું જ દુઃખનું જાણો વિકાસાર્થે મળ્યું જ તે.

દુઃખને કેવી રીતે તે આવકારો તમે હૃદે,
જુઓ એની પ્રતિ કેવું તે તેવું તેવું આપશે.

દુઃખ એ શક્તિ છે પોતે કાલિકા શી પ્રચંડ તે !
વાળશો જેવી રીતે તે આપશે ફળ તે રીતે.

કરે આરાધના જે કો દુઃખની એવી પ્રેમથી,
સાધના એની તે એવી ફળાવે દુઃખ તો નકી.

દુ:ખ જેને જનો માને, કૈંક બીજા કશાતણો
છાયા આભાસ છે એ તો તાપથી જેમ ઝાડનો.

દુ:ખ તો વૈદની માત્રા મરતાંને જેમ પ્રાણ દે,
બોલતું ના હશે તોયે બોલાવે એકવાર તે.

દુ:ખનાં બાણ છો વાગે સોંસરાં હૃદયે ભલે,
જગાડતાં કરી મૂકે આપણાં મનચિત્તાને.

દુ:ખદ્વાર જરૂરી છે પ્રભુ મ્હેલ પ્રવેશવા,
દુ:ખથી જ થયા સંતો, મહાત્મા પૃથ્વીની પરે.

દુ:ખ કોને પડ્યું છે ના ? જન્મનું સાથી તે રહ્યું,
દુ:ખથી ભાવના ઉગ્ર બની, તેજસ્વી તો થશું.

દુ:ખથી પ્રાણ જન્મે છે, સાહસ દુ:ખથી વધે,
દુ:ખથી ચેતના વાધે, દુ:ખ ચેતાવશે હૃદે.

દુ:ખ એ તો સગો ભાઈ, જનેતા આપણી ખરી,
દુ:ખ જેવું બીજું વ્હાલું આપણું કોઈ ના કહીં.

દુ:ખથી તો જણાયે છે સાચું વિશ્વસ્વરૂપ શું !
દુ:ખથી તો પમાયે છે તત્ત્વ જીવનનું ખરું.

દુ:ખ એ તો તપ:શક્તિ, દિવ્ય-જીવન-સાધના,
દુ:ખને જો નકાર્યું તો નકાર્યું સત્યને તદા.

દુ:ખના ઘૂંટડા પીવા લાગશે અઘરા ભલે,
દુ:ખને ભોગવ્યા વિના છૂટકો કોઈનો ન છે.

દુ:ખ તો વિશ્વમાં સૌને આવવાનું જ નિશ્ચયે,
દુ:ખથી લાભ લેવાનું પછી કાં માનવી ચૂકે ?

દુઃખમાં પ્રભુનો ભારે હાથ કાં માનવી જુએ ?
કરુણાથી ભરી છાયા શાને ત્યાં તે ન નીરખે ?

કર્યું જ્યાં દુઃખ નિર્માણ છતાં તે આપતી પળે,
પ્રેમાર્દ્ર આંસુથી શું તે ભરાયેલું છલોછલે !

ઉષા, સંધ્યા નવાં નિત્યે, દુઃખમાં એવું તો દીસે,
દુઃખ જેવું નવું આવે નવા વિચાર ઉદ્‌ભવે.

દુઃખ તો પ્રકૃતિ છાયા આપણામાંની તે રહી,
સંજોગો જ્યાં પ્રતિકૂળ થતાં તે દૃષ્ટિમાં પડી.

(મંદાક્રાંતા)

દુઃખો દીધાં મનહૃદયને વજ્ર જેવાં બનાવા,
ને એની શી અકળ રીતથી બોધ તે લેવરાવા,

દુઃખો લાગે દુઃખરૂપ કદી તોય હાલી જવું ના,
દીધાં એણે બહુ કરી કૃપા ઊર્ધ્વ ક્રાંતિ કરાવા.

એ તો તાવ્યાં જરૂર કરશે કેટલાં પાણીમાં છો ?
એણે તાવ્યાં શરણ જનને મૃત્યુથીયે વધારે,

જેવું સોનું અગન તપતાં શુદ્ધ થાયે વિશેષે,
તવાવામાં તેવું શરણ જનની પ્રેમભક્તિ વધે છે.

દીધેલું સૌ પ્રિય પ્રભુતણું કષ્ટ ના તે નકામું,
એની શિક્ષા અટપટી દીસે બુદ્ધિ ત્યાં બ્હેર મારે.

શા કાજે તે દુઃખ અપવતો તે લહ્યાં જો કરાય,
તો સ્હેવામાં સહન કરતાં હો, ન તેવું જણાય.

એ વ્હાલાનું અનુપમ બધું ને અનોખું બધુંયે,
તેને પ્હોંચી પણ નવ શકે કોઈએ કોઈ રીતે.

એણે લીધાં શરણમહીં જો એકવારે તમોને,
એનું જે તે સઘળું પછી તો પ્રેમવાળું જણાશે.

(અનુષ્ટુપ)

વેદના પ્રભુની એ તો અમોલું ભેટદાન છે,
એને જે કો નકારે તે પ્રભુતા પામી ના શકે.

દુઃખ ભોગવનારો જે એને કૈં સમજ્યા કરે,
એવો જીવનનું પામે રહસ્ય કોક દી ખરે.

જડની પેઠ સૌ સ્હેવું માત્ર એ દેહકષ્ટ છે,
એવું કષ્ટ સુધારે શું ! એમાં શો ભલીવાર છે !

એવાં કષ્ટથી હૈયામાં ભાવના ક્યાંથી જાગશે ?
જીવવા યોગ્ય જે શક્તિ તેમાંથી કેમ ઉદ્‌ભવે ?

માનવી જાગૃતિ માટે દૈવી સંદેશ દુઃખ હા !
દયા લાવી પ્રભુ દુઃખ નાંખે સૌને જગાડવા.

કષ્ટ જ્યાં જ્યાં કદી દેખો કૃપા એની જ જાણવી,
સાધવો કષ્ટનો મર્મ રાખી સૌ પ્રાણ જાગૃતિ.

દુઃખમાં માનવી જે કો પ્રેમથી જીવને તરે,
મઝાનું ઓર શું સુખ એને લાગ્યા કરે દુઃખે !

(તા. ૨૩-૩-૧૯૪૪, હિંદુ વિશ્વવિદ્યાલય, કાશી)

# દુઃખનો મર્મ

(અનુષ્ટુપ)

બાળને દૂધ માતાનું કેવું પોષણ આપતું !
દુઃખ જીવનને તેવું પોષ્યાં શું કરતું ભલું !

લાગે ઠંડી શિયાળાની છતાં તે જોમ આપતી,
દુઃખ જીવનને જોમ આપે છે ભલીભાતથી.

ઉનાળાનો ઘણો તાપ ધરાને શી ધિકાવતો !
પાકને યોગ્ય ભૂમિને કિંતુ તે તો બનાવતો.

કષ્ટ શું વેઠી ખેડૂતો ખેતીને ઉપજાવતા !
જીવન દુઃખથી તેવું ફોરાય ફોરમે ભલા.

કારમી કારમી કેવી હથોડી એરણે પડે !
સોનું આકાર તો લે છે, દુઃખથી તેવું જીવને.

અંધકાર ભરી રાત્રિ ઉષાને પ્રગટાવશે,
જીવને તેમ તો દુઃખ પ્રભાત નવું પ્રેરશે.

ધીરજ, હામ ને આશા દુઃખથી જીવને ઊગે,
કાપતાં કાપતાં દુઃખ જીવને શ્રેય સાંપડે.

દારિદ્ર્ય, ત્રાસ, કંટાળો ભલે દુઃખથી ઊપજે,
સાથે સાથે સુઝાડે છે ઉપાયો દુઃખ જીવને.

દુઃખની ભૂમિકાથી તો લાગે છે સુખની મઝા,
સર્જેલું દુઃખ ના હોત પછી ના જીવને મઝા.

જન્મનું સાથી તો દુઃખ મૃત્યુ સાથ વળી રહ્યું,
ભલભલા ભલે ભૂપ એનેય દુઃખ તો રહ્યું.

દુઃખના તે સકંચેથી માનવી કો નથી છૂટો,
સર્વને દુઃખ લાગેલું શરીર સાથ જાણજો.

કોઈને સુખી જોઈને સુખી એને ન માનવું,
એનાય જીવને દુઃખ હશે કોઈ પ્રકારનું.

સર્વને દુઃખની છાયા જીવને તો પડ્યા કરે,
આવરાઈ ન જાયે જે દુઃખથી, તે જીવ્યા કરે.

દુઃખ અન્યાયનું ભાન જગાડે માનવી હૃદે,
વિચારે તે પરોવાવે સામનો કરવા જગે.

દુઃખથી યુદ્ધ જન્મે છે માનવી અંતરે કશું,
જંપીને બેસવા ના દે વિચારાવ્યા કરે ઊંડું.

ત્રાહિ ત્રાહિ થઈ દુઃખે ભલેને માનવી મરે,
જીવન-રાખમાંથી તે નવું જીવન પાંગરે.

વિશ્વનો કાયદો એવો મરીને જન્મવાતણો,
દુઃખથી જે મરી જાણે ચેતનાથી જીવ્યો ગણો.

નમાલું દુઃખ ના જાણો, નઠારું દુઃખ ના ગણો,
દુઃખ કલ્યાણદાતા છે, દુઃખમાં સુખ મૂળ સૌ.

દુઃખથી જન્મવાનું છે સુખ સર્વ પ્રકારનું,
દુઃખને વેઠજો પ્રેમે, દુઃખને અપનાવજો.

દુઃખથી જીવને દ્વેષ જન્મે બીજાંની ઉપરે,
દ્વેષથી કામ ત્યાં લેતાં દુઃખનો હેતુ ના ફળે.

દ્વેષથી કારમાં દુઃખો ઊલટાં જીવને વધે,
કદીયે વેરથી દુઃખ થવાનું નથી દૂર તે.

દુઃખ પામરતા પ્રેરે માનવી જીવને ખરે,
અજ્ઞાન અંધકારે શું જીવન છાવરી જ દે !

માનવીને નિરાશાથી બનાવી દે હતાશ તે,
ભગ્ન એવાં થતાં હૈયાં ત્યાંથી જ ક્રાંતિ ઉદ્‌ભવે.

**ક્રાંતિને પ્રેરનારું છે દુઃખ એ તો સનાતન,**
**દુઃખ જીવનનું પર્વ, દુઃખ જીવનઉત્સવ.**

તામસી, આળસુ, એદી માનવી છો ભલે હશે,
કિંતુ દુઃખ જગાડીને એને પરોણી ઘોંચશે.

દુઃખ જીવનનું ભાથું, દુઃખ જીવનની મતા,
દુઃખ જીવનનું કાવ્ય, દુઃખ જીવનની કથા.

જેઓ જેઓ થયા મોટા, મોટા તે દુઃખથી થયા,
દુઃખમાં રગદોળાયા ત્યારે મોટા થયા ખરા.

દુઃખ ના ભોગવ્યું કોણે ? બતાવો એક તો જગે,
પામશે દુઃખથી લાભ દુઃખને જે વધાવશે.

સર્વથી મોટું છો હોય દુઃખ દેનાર માનવી,
પ્રેમે દુઃખ સ્વીકારાતાં પામે ત્યાં હાર માનવી.

દુઃખ દેનારનો હેતુ, દબાતાં, દુઃખથી ફળે,
દુઃખથી જે દબાતો ના એને કો શું કરી શકે ?

દુઃખથી જીવને તેથી દબાઈ ના જવું કશું,
પ્રેમથી સામનો એનો જે કરે પામશે નવું.

પ્રેમથી દુઃખનો જેઓ સામનો કરતા રહે,
ફિટાડે દુઃખ અજ્ઞાન માનવી અંતરે ખરે.

જીવનધ્યેય પોતાનું સામે જે રાખી રાખીને,
ધ્યેય ફળાવવા પૂરું ભોગવે દુઃખ, તે જીવે.

જાળવી ટેક પોતાનો પ્રેમથી દુઃખ જો વરે,
દીધેલું દુઃખ સામાનું પાછું એના પરે ફરે.

કરેલાં કર્મની છાયા દુઃખને જાણવું ઘટે,
બીજાંને દોષ દેવાનો છોડી દેવો ઘટે ખરે.

કિંતુ જે દુઃખનો લાભ પોતાના ધ્યેયમાં કરે,
દુઃખ નમાવવા એને કદી સમર્થ ના થશે.

મળેલાં દુઃખથી જેઓ પોતાના દોષ જાણશે,
દોષને જે નિવારે તે દુઃખથી સુખ મેળવે.

માનવી જડતાને તે દુઃખો હઠાવવા મળે,
દુઃખથી ચેતશે જે કો સુખ અંતરનું રળે.

માનવી જીવને જે કો દુઃખનો મર્મ જાણશે,
કશી કોઈ રીતે એને દુઃખ, ના દુઃખ લાગશે.

દુઃખને ટૂંટિયું વાળી જે કોઈ માનવી સહે,
જીવન કુમળું ફૂલ બિડાતું એનું તો રહે.

થવા વિકાસ સંજોગો દુઃખ આપ્યા કરે સદા,
દુઃખ તેજસ્વિતા પ્રેરે જીવને કેવી ઉગ્રતા !

દુઃખ તો માનવીકેરું કેવું જીવનસાધન !
દુઃખને વેડફી જે દે ગુમાવે કેવું જીવન !

દુઃખને જે ઉકેલે તે શકે ઉકેલી જીવન,
જીવન માનવી કાજે દુઃખ શું દિવ્ય ઔષધ !

(તા. ૨૩-૩-૧૯૪૪, હિંદુ વિશ્વવિદ્યાલય, કાશી)

# જીવન ક્યાં છે ?

(ગઝલ)

જીવન શું છે ? જીવન ક્યાં છે ? જીવન શેમાં જણાવો કો ?
જીવનને ક્યાં જઈ શોધું ? જીવનપથને બતાવો કો.

રહેવા રાજમંદિર ને હવા ખાવા બગીચા હો,
વિમાને વ્યોમમાં વિહરો છતાં જીવન નથી ત્યાંયે.

મળે સુખ સ્વર્ગનાં છોને અને દેવો પવન નાંખે,
મળે સામ્રાજ્ય છો જગનું છતાં જીવન નથી ત્યાંયે.

ભલેને પુત્ર પરિવારે ભરેલા હો સ્વજનથી ને,
ઉપાડે બોલ તમ સહુ કો છતાં જીવન નથી ત્યાંયે.

તમારી કીર્તિની ગાથા ગવાયે વિશ્વ સારામાં,
બધે તમ હાક છો વાગે છતાં જીવન નથી ત્યાંયે.

જીવનના તત્ત્વજ્ઞાનીઓ ! જીવનને મા'લનારાઓ !
જીવનને જાણવાકેરી ભલા ચાવી બતાવો કો !

મળેલાં સાધનો શક્તિ પ્રભુને કાજ જે ખર્ચે,
પ્રભુ કાજે મરે જીવે, જીવન તે એકલો પામે.

મળે સુખ તે ન ભોગવતો કદીયે એકલો પોતે,
બીજાંને સુખ દઈને જે લહે સુખ, તે જીવન જાણે.

સદા નિજ પ્રિયને પ્રાણે પરોવાઈ રહે છે જે,
સમર્પણ ત્યાં કરે નિજ સૌ જીવનને તે જ માણે છે.

સદા નિજ પ્રિયના કામે ઉમળકે ત્યાગ સૌ કરશે,
જીવન ખાતર કરી દે જે જીવન ફળ ચાખશે તે તે.

જીવનના ભેદના પહાડોમહીં સુમેળનું ઝરણું
વહ્યા અંતર કરે, તેને નિહાળે, તે જીવન પામે.

જીવનને દેખીતી રીતે ન કો જોઈ કંઈ શકશે,
જીવનમાં દૃષ્ટિ ને વૃત્તિ થતાં જીવન નીરખશે તે.

મળેલા કર્મસંજોગે બધા સંબંધથી રહીને
હૃદયથી જે જીવે ભાવે, જીવનમાં તે પ્રવેશે છે.

જવા મથતાં જરા ઊંચે ખપી જઈને મદદ દે જે,
તહીં ચેતન ચઢે જેને જીવનની પ્રાપ્તિ તે કરશે.

બીજા જીવના જીવનરૂપે ખપાવે જીવ પોતાનો,
ખપાવાની કળામાં ત્યાં જીવનને તે અનુભવશે.

હૃદયની ભાવનાઓને કદી પ્રત્યક્ષ કર્મે જે,
રહે નિર્લિપ્ત જે ત્યાંયે શકે તે પામી જીવનને.

(તા. ૨૦-૫-૧૯૪૩, સાયલા)

## જીવનભાવ

(ગઝલ)

જગતમાં પ્રેમને માટે ફના થાવું ફના થાવું,
જીવન એવા ફના થાવા થકી નિશ્ચય પ્રગટવાનું.

ફના થાવામહીં જેને હૃદય આનંદ પ્રગટે છે★
અને આનંદ એવાથી જીવનમાં પ્રાણ પ્રગટે છે.x

★ ફોરે છે. x જન્મે છે.

જીવનમાં ચેતનાશક્તિ વિના પ્રગટ્યા ન કૈં થાયે,
જીવનમાં શક્તિ એવી કો ન એની મેળ ઉદ્ભવશે.

વિના લક્ષ્મી કરી ના કો શકે વેપાર કો રીતે,
ખરે તેવી રીતે શક્તિ વિના શક્તિ ન કો પામે.

સમર્પણ, ત્યાગ, બલિદાન જીવન કેડે થવા જેને
ઉમળકાભેર તૈયારી, જીવનને મેળવે તે તે.

જીવન વાતોથી ના મળશે, જીવન ના લક્ષ્મીથી મળશે,
જીવન ના બુદ્ધિથી મળશે, જીવન તો ભાવથી મળશે.

જીવનની સર્વ ઘટનામાં હૃદયનો ભાવ કેવો રે',
મહત્ત્વ ભાવનું જેવું જીવન ત્યાં તેમ સમજાશે.

પ્રવેશાવા જીવનમાં તો હૃદયનો ભાવ નિર્મળ તે
વહેતા પૂરના જેવો પ્રગટવો જોઈશે જીવને.

વિના તે ભાવ કો રીતે જીવન સમજી નહિ શકશો,
બધાં ફાંફાં બીજાં મિથ્યા, હૃદયનો ભાવ કેળવજો.

હૃદયનો ભાવ કેળવવા હૃદયથી સર્વ ઘટનાના
હૃદયમાં જે ઊતરશે તે, જીવનનું હાર્દ પામે ત્યાં.

જીવન જેનામહીં છે ના નીતરતી ઊર્મિની છોળો,
જીવનમાં તે પ્રવેશી ના શકે કોઈ પ્રકારે તો.

જીવનમાં જન્મવા દેજો હૃદયની ભાવ ઊર્મિઓ,
અને એ ભાવ શક્તિથી જીવનની શક્તિ ચેતવજો.

મહત્ત્વ માનવી જીવનતણું જે ઉર સમજ્યા છે,
જીવનમાં જંપ વાળીને ન બેસી તે કદી શકશે.

સદા કોઈ અને કોઈ રીતે એવાં મથ્યા કરશે,
હૃદય મંથન કરાવી શાં જીવનની શક્તિ ફોરવશે !

## કૃપાનો મર્મ

(અનુષ્ટુપ)

ચિત્ત અશાંતિમાં જેનું ગોટવાયા કરે ઘણું,
સ્થિર તે કોઈ વાતેયે ના રહી શકશે પૂરું.

અભિલાષા હૃદે જેને ઉચ્ચ જીવનની હશે,
હાથ જોડી રહ્યે બેસી તેવાનું કામ ના થશે.

અભિલાષા થયેલી જે ખંત-ઉત્સાહથી કરી
યોગ્ય સૌ ભાવના તેમાં ઉતાર્યાં કરવી બધી.

ભાવના શક્તિ તેવી સૌ પ્રગટાવ્યા કરી હૃદે
કર્મમાં ભાવ તેવો રે', જોયા તે કરવું ઘટે.

ચિત્ત સંભાળવા પૂરું દક્ષતા બધી વાપરો,
થતાં અસ્વસ્થ, ચેતીને પાછી પ્રસન્નતા ભરો.

દુઃખ દુઃખ કરે લાગ્યા અશાંત ચિત્ત જેનું છે,
અશાંતિ બંધનો લાદે, બંધનોથી બધું વધે.

ચિત્તમાં શાંતિ જેને છે તેનું સુખ વધ્યા કરે,
કશાથી હાલતો ના તે એવો કો ધ્યેયને વરે.

પોતાની ઉપરે કાબૂ જેનો પૂરેપૂરો હશે,
એકના એક તે લક્ષ્યે પૂરેપૂરો રહી શકે.

આવવો કાબૂ એવો તે એમ ને એમ સ્હેલ ના,
ખાઈખપૂસીને મંડ્યા રહેવું ત્યાં પડે સદા.

એવા પ્રયત્નની સાથે કૃપા પ્રભુની માગવી,
પ્રભુનો ભાવ ત્યાં દેશે સાથ ત્યારે ભળી ભળી.

નકામી કોઈને એવી કૃપા તે કરતો નથી,
ખાલી ફાંફાં બધાં મારે કૃપાની આશમાં રહી.

મહત્ત્વયે કૃપાનું છે અતોલું અણમોલ તે,
પ્રયત્નો સાથ જો માગ્યા કરો તો તે મળ્યા કરે.

પ્રયત્નમાં સ્મૃતિ-ભાવે રાખ્યા તે કરવી હૃદે,
પ્રયત્ન ફળદાયી શો ત્યારે તો નીપજ્યા કરે !

પ્રભુની સ્હાય લૈ લૈને આગળે આપણે જવું,
પ્રભુની સ્હાય વિના તે શું કરી શકીશું કશું ?

સમર્થ તે બધી વાતે અશક્યનુંય શક્ય તે
બનાવે છે કૃપા એની, આપણો યત્ન જો હશે.

માગ્યા કરો કૃપા એની ગદ્ગદ ભાવથી કરી.
કૃપાના ભાવને યત્ને ઉતાર્યાં કરવો ચહી.

કામ તો આપણું થાય ભલેને તે અશક્ય હો,
દેખાશે સૌ દીવા જેવું અંતરે લગ્ન જો હશો.

પ્રાકૃત વસ્તુના સંગે જીવાત્મા આવતો જહીં
વિક્ષુબ્ધ ચિત્ત ત્યાં થાય એવી છે ચિત્તની ખૂબી.

હાલવા ચિત્તને ના દ્યો એને એકાગ્ર તો કરી,
ભીંજવ્યા કરવું ભાવે કાળજી રાખીને પૂરી.

(તા. ૮-૮-૧૯૪૩, કરાંચી)

# શરણ્યભાવ

(અનુષ્ટુપ)

શરણ્યભાવની પૂર્તિ એમ ને એમ ના થશે,
પ્રેમ, આદર, સદ્‌ભાવ કેળવાતાં બન્યા જશે.

ઉપાદાનતણાં જે જે નીપજે સર્વ કારણો,
તે તે જેમ સૂઝે હૈયે, શરણ્ય તેમ વિકસે.

અનન્ય ચિંત્વને ચિત્ત ઊંડું પ્રેરાયેલું રહ્યે,
સર્વ પ્રવૃત્તિઓ ત્યારે લાગશે ગૌણ એહને.

બળાત્કારે લઈ લેવા ચિત્તને પ્રેરશે છતાં
તોય તે ચિત્ત રે' એના અનન્ય ભાવમાં હૃદે.

વિપદો આવશે ત્યારે સૌ બાજુથી હઠાવવા,
આપમેળે છતાં ત્યારે પોતામાં રાચતો રહે.

એને તે વેળ કૈં યત્નો કદી ના કરવા પડે,
નદીના વ્‌હેણની પેઠે ભાવમાં તે વહ્યા કરે.

એવું અનુભવે જ્યારે પ્રકૃતિ ખેલમાં બધે,
શરણ્ય કેળવાયેલું જાણવું સાધકે હૃદે.

ગમે તે મા કરે તોયે બાળમાં ચિત્ત રાખતી,
પડે કે આખડે, તૂર્ત એ તો ત્યાં ઝટ દોડતી.

તેમ પ્રવૃત્તિમાં રે'તાં તોય ચિત્ત રસાત્મક
પ્રભુભાવે રહે લીન, શરણ્ય પાક્યું જાણવું.

પ્રકૃતિ પછવાડેનું ચૈતન્ય સ્પર્શ ત્યાં થશે,
સર્વમાંથી પ્રભુભાવ હૃદે નીતરતો સ્ફુરે.

મૂળ સ્વરૂપ જે રીતે છાયા ઉપરથી સૂઝે,
તેમ પ્રકૃતિમાંથીયે મૂળભાવ ઝર્યા જશે.

પ્રકૃતિ પ્રકૃતિ ત્યારે એને અનુભવે ન રે',
રૂપાંતરે સહુ પામ્યું એવું દર્શન ત્યાં થશે.

આવા શરણ્યને માટે સાધકે સાધનાતણા,
તેવા તેવા હૃદે ભાવો મથવું પૂરું સાધવા.

ને ભાવો સાધવામાં તે શરણ્ય પાકતું જશે,
માટે મહત્ત્વ તેમાં તો સાધકે આપવું ઘટે.

હૃદે કેળવવા ભાવો ને મૂર્તિમંત જીવતા,
જીવને ધારવા કાજે પ્રયત્નો સૌ કરો કર્યા.

આંખ ઉઘાડી રાખીને નીરખ્યા કરવું બધું,
ભાવ તેમાં વધ્યા જાતાં, નીરખાતાં, મથ્યા જવું.

શુષ્કતા જો કહીં લાગે તો મિથ્યા સર્વ જાણવું,
ખંચકાઈ, વિચારીને ફરીથી શોધવું રહ્યું.

શરણ્ય સાધનામાં તો માત્રા આનંદની વધે,
ભગાય ના કશામાંથી છતાં આનંદ ના ઘટે.

ઉપાધિ સૌ ઉપાધિ ના, એવાને લાગશે હૃદે,
પ્રસન્નતાતણી માત્રા એની ઓછી ન ત્યાં થશે.

જે જે પ્રવૃત્તિમાં પેસો ગમે તેવી ભલે હશે,
છતાં આનંદ તેમાંયે એનો તો સરખો હશે.

છો ગમે તેટલું ઝાઝું કામ હો, તોય ભાર કૈં
એને ના લાગશે ત્યારે ને લીન ભાવમાં રહે.

આડું કે અવળું કૈંયે એવાને નવ લાગતું,
યથાર્થતા બધાં કર્મે જ્ઞાનભાવે ઊગ્યા જતું.

પ્રેરાયેલી ભલે હો છો પ્રકૃતિ ગુણભાવથી,
કારક મૂળનો ભાવ પ્રિછાયા ત્યાં જશે નકી.

એવા શરણ્યનો ભારે મહિમા કો કથી શકે ?
વાચા કે સમજૂતીથી ઝાંખી ના આવી કૈં શકે.

શરણ્ય કેળવાતું રે' એના યોગ્ય પ્રમાણમાં,
એના સૌ ભાવમાં છાયા એની તેવી જણાય ત્યાં.

એવાએ કામ પોતાનાં, પોતાના ભાવ કારણે
આચરવાં ઘટે છે તે ઉત્સાહે, ખંત ને રસે.

બદલાયેલ પોતાનો એને સ્વભાવ લાગશે,
જૂના સ્વભાવથી કર્મો કરતો તે અટકી જશે.

એવાનાં સર્વ કર્મોમાં ભાવની વૃદ્ધિ ભાવના,
મુખ્ય હેતુ રહે એનો, સાધના એવી એની ત્યાં.

મહત્ત્વ કર્મને ના દે, કિંતુ દે કર્મ મૂળને,
છતાં કર્મ બધું યોગ્ય એનું તો થવું જોઈશે.

અકર્મ કર્મમાં એને, અકર્મે કર્મ લાગશે,
નિરાગ્રહી, નિરાસક્ત એવો સર્વ પ્રવર્તશે.

સૌ કૈં આનંદના ભાવો એવાનામાં વધ્યા કરે,
પ્રત્યેકમાં પછી તેવો સમાધાનપણે રહે.

ક્ષુલ્લક ભાવથી સાધ્યે યદ્વાતદ્વાપણે હ્રદે,
દોરવાઈ જવાશે ત્યાં ઊંધું સાધકથી ખરે.

લપેટાઈ જવાયે કો એ રીતે ભ્રમણા વિશે,
એવો જો ચેતતો ના રે' ભ્રમ એનો વધ્યા કરે.

સાધનામાં ઘણા એવા આવશે ભ્રમ કૈં ઊંધા,
માની જો તે કદી બેઠા સત્ય, તો નાશ સર્વથા.

કશે કો ઘેરી લૈ તે ના જોજો ! અંધ કરે રખે,
લડતાં ચેતવાનું છે ચારેબાજુથી આપણે.

સંભાળી રક્ષતો રે'શે પોતાનું સત્ત્વ અંતરે,
એનું ભાન પૂરી રીતે પ્રત્યક્ષ લાગશે હ્રદે.

આપણા વ્યવહારે જો લાગે સંકોચ કોઈને,
ધારી ત્યાં આપણે લેવું ખોટું ત્યાં કૈં ચલાય છે.

વર્તને વ્યવહારે જે આપણાથી બન્યા કરે,
અયોગ્ય અન્યથા એમાં કોને ના ભાસવું ઘટે.

આપણાં સર્વ કર્મે જો સ્વાભાવિકપણું ન હો,
અતડું તે લાગતું કોને ચેતીશું આપમેળ તો.

કયું સાચું, કયું ખોટું જણાયા કરશે સદા,
પોતાનો તંત જે રાખે એવો લ્હાણ ન પામશે.

આપણામાં ઘણો પ્રેમ તેનેયે કશું આપણું
અતડું જો કરે લાગ્યા, આપણું ખોટું જાણવું.

કેળવાતાં જતાં ભાવ હૈયામાં તે શરણ્યનો
લાગે ભાર કશાનો ના, રે'વાયે ફૂલ જેમ તો.

પ્રસન્નતાતણી માત્રા એવાની તો વધ્યા કરે,
કશે ના ગૂંચવાશે તે, આનંદે પ્રેમમાં ખીલે.

જેમાં ભાવ રહ્યો જેનો તેમાં ભાવ ઊંડો જશે
એની તો ખાતરી એને આપમેળે થયા જશે.

ત્યારે જ જાણવું સાચું શરણ્ય કેળવાય છે,
સૌ વાતે આપણું તેવું જાણીને વર્તવું બધે.
(તા. ૨-૨-૧૯૪૩, ટ્રિચિનોપલ્લી)

## તમન્ના

(શિખરિણી-મંદાક્રાંતા)

ડૂબેલા હો છોને કરદમ ભરી ભૂમિમાં પૂરી રીતે,
તમન્ના જાગેલી અફળ ન જશે કોઈ રીતે કદીયે,
ભલેને સંસારે જગત પરના હો ફસાયેલ પૂરા,
પ્રસંગો ત્યાં કિંતુ અનુકૂળ બધા સંપડાવે તમન્ના.

ભરાયેલું પાણી કઠણ ગિરિમાં માર્ગ તે ક્યાંથી કાઢે,
ભલેને રૂંધાયે અધવચ પથે તે છતાં તે ન કંપે,
ભરે તે પોતામાં ગતિ બળ વધુ, ચેતનાને વધારે,
અજાણી કો વેળા અડચણ બધી ક્યાંય શી ફેંકી દે તે !

તમન્નાવાળાને અડચણ કશી ક્યાંય વિશ્વે ન રે'શે,
તમન્નાવાળાને અડચણ પથે ઊલટો વેગ દેશે,
પડે છે જ્યાં પાછો પગ નરતણો બેવડી હામ ધારી,
તમન્ના એને તો ડગ ભરવશે પ્રેરણા ગૂઢ પ્રેરી.

તમન્ના જાગેલી પ્રભુપદતણી ના કદી લુપ્ત થાયે,
તમન્ના જાગેલી મનહૃદયમાં કો દી ના ઓલવાયે,
નજીવીયે વૃત્તિ પણ ભજવતી ભાવ એનો પૂરો જો,
તમન્ના જાગેલી ક્યમ ન કરશે માર્ગ એનો બધે તો ?

તમન્ના જો સાચી મન ઉર હશે, જ્યાં ઊભેલા તહીંથી
તમોને ઊંચે તે પદ લઈ જવા પ્રેરશે દિવ્ય શક્તિ,
તમન્નામાં શક્તિ ઉર જગવવા ગૂઢ એવી અનેરી,
તમન્ના ના જાણે જરી પણ કશે કોઈ મુશ્કેલી કેવી !

તમન્નાવાળાને જગ જન કરી શું શકે બાપડાં તે !
તમન્નાવાળાને જગ પણ શકે રોકી ના કોઈ રીતે,
તમન્નાવાળાને, જન જહીં ઠર્યાં, ત્યાંથી છે ઊઠવાનું,
તમન્નાવાળાને કહીં પણ જવાનું નથી ક્યાંય આઘું.

તમન્નાવાળાને પ્રભુ નિજ શિરે ગર્જતો શો ઊભેલો !
તમન્નાવાળાને ડગ ડગ પરે બાપ સંભાળતો શો !
તમન્નાવાળાને જગત પર જો કોઈ સાચો ધણી હો,
હજારો આંખો ને અગણિત બધા હાથવાળો ધણી તે.

મુકાયેલા જ્યાં હો તહીં પણ કંઈ ગૂઢ હેતુ રહેલો,
બળાત્કારે કોઈ અફળ કરશો તે ન આવેશથી કો,
તમન્ના જાગેલી મનહૃદય જો સાચી પૂરી હશે તે,
ગમે ત્યાં છોને હો તહીંથી તમને માર્ગ પ્રેર્યાં જશે તે.

તમન્નાવાળાને સમરથ ધણીની સદા છત્ર છાંય,
બગાડી એવાનું જરી નહિ શકે કોઈ કો રીત ક્યાંય,

તમન્નાવાળો કો ભૂલચૂક થકી હો ગયેલો ઊંધો છો,
પ્રભુ એને વાળી પથ પર સીધો લાવશે ઠામ પાછો.

તમન્નાવાળાને કહીં ભય નથી અગ્નિમાં હોય છોને,
પ્રભુ બેઠો માથે હરદમ પળે ભાળ લેનાર એની,
તમન્નાવાળાને પ્રતિકૂળ બળો આવી સામે ઠરે જો,
કરી છાતી ખુલ્લી ભડવીર સમો ખેલશે યુદ્ધ ઊભો.

કશાથી હારી તે કદી નહિ જશે રાખી માથે પ્રભુને,
ખરી ખાંડાધારે લડી લડી પૂરી મેળવે શક્તિને તે,
તમન્નાવાળાને જહીં જહીં પ્રભુ રાખશે ત્યાં જ રે'શે,
જવા બીજે, હૈયે મતિ નહિ કરે, માનવી એવું ક્યાંયે.

તમન્નાવાળાને પ્રભુ તરફની પ્રેરણાનુંય માપ.
બતાવી દેશે તે અકળ રીતથી એનું પ્રત્યક્ષ ભાન,
તમન્નાવાળો તો પ્રભુસ્મરણ જે એકલી એક સ્હાય
અનેરી લેખીને હૃદયકમળે રાખશે ખૂબ ભાવ.

તમન્નાવાળાને હૃદય પ્રભુની ધારણા એક સ્હાય
મૂકી તે ના દેશે કશું પણ થતાં ધારણા એની ત્યાંય,
મથે છે ભાવે જે ભરચક ભર્યું રાખવા ઉર પોતે,
સદા એવાની સૌ અડચણ હરી લે હરિ આપમેળે.

તમન્નાવાળો જે નિજ જીવનનાં કર્મ પ્રારબ્ધ જોગે
મળેલા સંબંધો થકી પીઠ કરી ભાગશે તે ન ક્યાંયે,
મળે છે દૃષ્ટાંતો વિરલ વીરલા શૃંખલા તોડી ભાગ્યાં,
પરંતુ તેઓની મન, ઉર દશા શી હશે તેવી વેળા !

નહોતું તેઓને મન જગતનું ભાન ઝાઝું કશુંયે,
વિકારી વૃત્તિનું પણ નવ હતું નામ નિશાન ક્યાંયે,
સદા તે વેળાએ દિલમહીં હશે એમને ભાવ કેવો !
તમોને જો લાગે દિલ ત્યમ થયું, મુક્ત તો તો તમે છો.

પરંતુ ઊઠેલો નિજ જીવનનો ખ્યાલ જે ઊર્ધ્વગામી,
ફૂલે ફાલે એવું જીવન જીવવા હામ રાખો ઊંડેથી,
કરી દેશે વ્હાલો સહુ સરળતા જ્યાં સમો યોગ્ય આવે,
ત્યહીં સુધી રાખી ધીરજ પૂરતી ભાવ એનો વધારો.

તમન્નાવાળાને નિજ સ્થળ પરે પ્રેરણા પ્રેરનારો,
પ્રભુ પોતા મેળે કરી બહુ કૃપા મોકલી આપશે સૌ,
તમન્નાવાળાને ધરપત રહે એ પ્રભુના પરે સૌ,
તમન્નાવાળો તો પ્રભુ પર બધું નાંખી નિશ્ચિત રે'તો.

તમન્નાવાળાને નડતર કરે કોઈ એવું ન ક્યાંયે,
થવાવા દેવામાં નડતર ઊભું, શી પરીક્ષા કરે તે !
ઘડાવાને પાકું જીવતર મળે વ્યાધિ, આધિ, ઉપાધિ,
શકો રાખી કેવું તમ જીવન ત્યાં એટલી છે કસોટી.

ભલે માથું દેશે નરવીર હશે નાક દેશે કદી ના,
પ્રભુને હૈયામાં કળથી કરીને રાખશે સાચવી ત્યાં.
તમન્નાવાળાને જહીં તહીં પ્રભુ રક્ષશે સર્વ રીતે,
મળે જેવી જેવી સ્થિતિ ઉમળકે તે વધાવી જ લેશે,

નકારે ના કૈં તે મનમહીં ઘૃણા ના ધરે તે કશામાં,
જગે જે તે સૌમાં પ્રભુ પરખવાનું કરે તે હંમેશાં,
તમન્નાવાળાને અડચણતણી કોઈ ચિંતા ન રે' છે,
ગૂંચો એવાની તો પ્રભુ કરી કૃપા સર્વ ઉકેલી દે છે.

બધે જેમાં તેમાં પ્રભુ પર બધો ઉર આધાર એને
તમન્નાવાળો તો પ્રભુ પર બધી આશ રાખી જીવે છે,
બધે જેમાં તેમાં પ્રભુ ગમ હૃદે ન્યાળવાનું કરે તે,
પ્રભુ વિના બીજું કંઈ જ નજરે ના પડે ક્યાંય એને.

કૃપા એવાને તો પ્રભુની બસ છે, પાર તે કાઢી દેશે,
બધાં આડાં તેડાં ગૂંચ વમળથી, રાખજો ધૈર્ય હૈયે.
પ્રભુને સંભાર્યાં સતત કરજો પ્રેમભાવે કરીને,
પ્રભુની હૈયામાં સતત ધરજો ધારણા ખૂબ ભાવે.

તમારું જે જે કૈં બનતું પ્રભુને આત્મભાવે નિવેદો,
બધું આરોગાવી પછીથી ગ્રહજો તે પ્રસાદી જ રૂપે,
અજીઠું એને તો કશું ન ધરશો, ના ગમે એવું એને,
ચખાડ્યા વિના તો હૃદય પ્રભુને ના કશો સ્વાદ લેશો.

બધે જેમાં તેમાં હૃદય પ્રભુને વ્હાલ આણી સ્મરીને,
પ્રવેશો સૌ કર્મે, પ્રભુ પ્રણયની તે પ્રસાદી ગણીને,
બધાં વ્હાલાં લાગે હૃદય પ્રભુને ભક્ત કિંતુ વધારે,
વિના ભક્તિ ક્યાંથી પ્રભુ પર ઊઠે પ્રેમ કોને કશોયે.

પ્રભુને પોતાનો હૃદય કરવા પ્રેમ તેથી જરૂરી,
ઊંડા હૈયામાંથી સ્મરણ કરજો પ્રેમથી વારી વારી.
પ્રભુને પોકાર્યાં જહીં તહીં કરો, ના વીલો મૂકી દેશો,
સદા જોડી રાખો તમ જીવનમાં પ્હોર આઠે પ્રભુ તો.

બધુંયે સંભાળ્યા જરૂર કરશે તો તમારું પ્રભુ તે,
પ્રભુને સોંપીને જીવન સઘળું જીવજો પ્રેમરંગે
પ્રભુ તો કેવો છે ! અણુ અણુમહીં જીવતો પ્રેમરૂપે,
થયો જો તેવો હો પ્રણય પ્રભુમાં, દેખીશું તેવું પોતે.

તમન્નાવાળાને હૃદય પ્રભુ તો સત્ય લાગે બધાંમાં,
પ્રભુને માનીને ડગલું ભરતાં વિશ્વમાં મસ્ત જ્યાં ત્યાં.
પ્રભુને રાખીને નિજ જીવનમાં સર્વમાં સાક્ષી હૈયે,
રહે તે વર્તતો લળી લળી નમી યાદ લાવી પ્રભુને.

ઉધામા ના એને કંઈ પણ કશે શો પ્રભુને પિછાને !
બતાવ્યું એનું તો ડગલું ભરતો સાવ નિશ્ચિત હૈયે.

(તા. ૮-૨-૧૯૪૪, કરાંચી)

## 'આજ'

(અનુષ્ટુપ)

સ્વતંત્ર માનવી પૂરો, ભલે હો જકડાયેલો,
પ્રભુત્વ માનવીમાં સૌ એને લે ઉપયોગ જો.

આજમાં કાલ દેખાયે એનાં દર્શન જો કરી
ખ્યાલ ભાવિતણો રાખી જે જીવે, રળતો સહી.

બને છે કાલથી આજ, આવતી કાલ આજથી
નિશ્ચયે બનવાની તે જાણજો લક્ષ તે ધરી.

મહત્ત્વ આજનું તેથી જેના જીવનમાં ઊંડું,
કરે ભવિષ્યને તેવા પોતાનામાં નકી ઊભું.

આજમાં તો સમાયેલાં ભૂત ને ભાવિ બેઉયે,
ધરી ભવિષ્યનો ખ્યાલ ચેતે ભૂતથી, તે જીતે.

આજમાં શક્યતા પૂરી જન્મ દેવા ભવિષ્યને,
આજ જે જીવી જાણે છે, તેવા જીવનને રળે.

સ્વતંત્ર કાલથી કોઈ માનવી ના જીવી શકે,
કાલને વાળવાકેરી શક્યતા આજમાં દીસે.

સુરમ્ય શી ઉષા આશા આજના સૂર્ય અંતરે !
એના સૌંદર્યમાં મુગ્ધ થાય જે, ત્યાં રમ્યા કરે.

પ્રભાત આજનામાં શો દિન ઊગે નવો નવો !
ગાળીશું જે રીતે તેવું પ્રભાત બીજું પામશું.

આજની શી ઉષા હૈયે સાથિયા રંગ પૂરતી !
ભવિષ્યકેરું આકાશ સુરખી ભર્યું દે કરી.

આવતી કાલનાં સ્વપ્નાં આજમાં જે ખડાં કરે,
એને ભવિષ્ય પોતાનું ભવિષ્ય ના પછી રહે.

ઓગાળી નાખતા ભૂત જેઓ આજથી જીવને,
ભવિષ્ય આજમાં તેનું ભળી સૌ જતું લાગશે.

આજમાં કાલનું રૂપ પ્રત્યક્ષ જે પિછાનતો,
આજમાં આવતી કાલ જન્માવી તે શકે ખરો.

ભૂત-ભાવિતણી વૃત્તિ બંને સ્પષ્ટ રીતે જુદી
જોતો જે માનવી રે' છે પોતાનામાં, ફળે સહી.

આજની ભવ્યતા એવી આજની દિવ્યતાય શી !
આજની રમ્યતામાં જે જીવે, ચેતનતા વરે.

આજ તે એકલી આજ સ્વતંત્ર કોઈ રીત ના,
છતાં સ્વતંત્રતા માટે પ્રેરણા પ્રેરતી સદા.

આજની શી મહાગાથા જીવને જે ઉકેલશે,
નવાં સત્યો રૂપે ઉષા એને જીવન ખેલશે.

કાલ ને આવતી કાલ બેનો સુમેળ આજમાં
કરે વિવેકશક્તિથી, જીવને તે કરે ફળ્યાં.

સૌમ્યતા શી ઉષાકેરી ! ઉગ્રતા સૂર્યની બધી,
સંધ્યાના રમ્ય રંગો તે દેખાય આજમાં તરી.

ઊઠવું, જાગવું, પાછું સૂવું, એ ક્રમ આજનો,
એવી આજ જીવે એની આજ સાર્થક શી બને ?

પ્રવૃત્તિહીન જાગીને પ્રવૃત્તિમાં રહ્યા જવું,
સંકેલી લેવી પ્રવૃત્તિ આજનો તે સ્વભાવ શો !

દિવ્ય જીવનની ગૂઢ શક્યતા માનવી હૃદે
આજ ઉકેલવાને દે પ્રસંગો કર્મ જીવને.

આજનું મૂલ્ય જે આંકે પોતે જીવનથી ખરું,
મૂલ્યાંકનો બધાં તેનાં આજથી ફેરવાય શું !

શરૂ આજ થતાં પ્હેલાં અંધારું નજરે પડે,
અંધારામાંથી ઉષાનો થાય શો જન્મ આખરે !

પ્રકાશ પામતાં પ્હેલાં અંધારા સાથ યુદ્ધ તે
ખેલવું પડતું ભારે, ત્યારે તો આજ ઉદ્‌ભવે.

વિરોધી કર્મસંજોગો આજમાં સાંપડ્યા કરે,
ચિંત્વને ઊંડું તેથી તો પરોવાવાનું ત્યાં બને.

શરૂ આજ થતાં પ્હેલાં મંથનો ઉગ્ર જાગતાં,
ખૂબી પ્રકાશની ભારે અંધારાથી કરે સૂઝ્યાં.

પ્રીછવા તેજ, અંધારું કેટલું શું જરૂરનું !
તેજના જન્મનો ગર્ભ અંધારાને જ જાણવું.

અંધારું ના નકામું છે અંધારું તેજ પામવા,
અંધારામાંહી તે દૃષ્ટિ સાધકે રાખવી સદા.

બોધપાઠ ભણાવે શા આજ જીવનમાં રૂડા !
આજનો મહિમા ભારે, આજથી જીવજો સદા.

નમું છું તે ગુરુ જેણે આજને ઓળખાવવા
અંધારામાં ભરાવ્યાં શાં બાચકાં તેજ પ્રીછવા.

અંધારું માનવી માને અભાવાત્મક તત્ત્વ તે,
કિંતુ તેમાંય છે ગૂઢ ચેતના ઈશની ખરે.

સારા ને નરસાકેરો ઉષા સંધ્યા સમે નભે
મેળ કેવો મળ્યો લાગે ! તેવું જીવન આજ છે.

નકામું ના કશુંયે છે આજના જીવને ખરે,
આવતી કાલને જોવા મળેલી આજ નિશ્ચયે.

આજને કાલથી પાર જવાનું આપણે રહ્યું,
વર્તમાને રહે ત્યારે પ્રભાત નિત્ય આજનું.

આજ ને કાલનાં પાસાં બંનેમાં ગુરુએ મને
ચેતનાનો ઊંડો ખેલ બતાવ્યો ગૂઢ શો હૃદે ?

એવા ગુરુતણો પાડ શી રીતે માનવો હૃદે ?
શબ્દથી વ્યક્ત ના થાય, હૈયું ત્યાં શું લળી નમે !

હજારો વંદનો એને, હજારો પ્રાર્થના પદે,
મને પામરને જેણે હાથ આપી લીધો ખભે.

એવા ગુરુતણા પાદો ધોવાનેય ન યોગ્ય હું,
કિંતુ તે સામું ના જોતાં કૃપાધોધ વહાવીઓ.

મારા તે જીવને એણે ભાગ શો ભજવ્યા કર્યો !
એને સમક્ષ રાખીને હૈયે વર્ત્યાં કર્યો ઊંડો.

પ્રત્યક્ષ જીવને લાભ થતો દેખી બીજા કશે
ગુરુનાં વર્તનોમાં મેં ખ્યાલ રાખ્યા કર્યો ન કૈં.

ગુરુ એવા મને જેણે કૃપાથી જીવને દીધા,
પ્રભુ વિના બીજા કોની શક્તિની બ્હાર વાત ત્યાં.

બલિહારી પ્રભુની તે જેણે તે ગુરુપાદમાં
ચિત્ત મુગ્ધ કરાવીને ગુરુને ઓળખાવિયા

આપના પાદને મારા ગુરુપાદ ગણી હૃદે,
નમ્રભાવે પ્રણામો ત્યાં કરીને વિરમું પદે.

(તા. ૧૯-૩-૧૯૪૪, હિંદુ વિશ્વવિદ્યાલય, કાશી)

## સાચી જીવનદૃષ્ટિ

(અનુષ્ટુપ)

આજની દૃષ્ટિ વૃત્તિમાં પૂરા કર્તવ્યપાલને
જેનામાં કાલ ઊભી છે, જ્ઞાન એને મળ્યું હશે.

ગમે તેવું હશે ભૂત પુરુષાર્થે મથી મથી
ભવિષ્ય વર્તમાને જે આણશે, ધન્ય તે થશે.

માનવી હાથ ચાવી છે ભવિષ્ય ઘડવા ખરી,
સ્વતંત્રતા પ્રભુ-બક્ષી માનવી જીવને પૂરી.

સંપત્તિ જે ગમે તેવી વેપારે રળી હો ભલે,
યદ્વાતદ્વાપણું જો રે' ત્યાં તો સર્વ ગુમાવશે.

વર્તમાને કરે જેવું ભવિષ્ય તેવું જન્મશે,
એ તો ઉઘાડી છે વાત ઊતરે સર્વને ગળે.

કરે છે ભોગવ્યા ભોગો જેવા જેવા જીવો જગે,
પરિણામ મળ્યા વિના તેઓને તેવું ના રહે.

ફાવી જતા જ દેખાય પ્રપંચી જગમાં ભલે,
ચિત્તની શાંતિ કૈં પૂરી ભોગવી શકશે ન તે.

તેઓ તો અટવાયેલા દેખશો ફરતા જગે,
પ્રસન્નચિત્ત કેવું હો કલ્પનાયે ન તેમને.

પ્રસન્નચિત્તાનું સુખ એને જે ના ગણે સુખ,
સાધનામાં પ્રવેશાવું એવા માટે નિરર્થક.

હળવા ઉરની કેવી મઝા જેને મહાલવી,
એવાને કાજ તો માર્ગ સાધનાનો નથી વળી.

સ્થૂળ દૃષ્ટિ પડે જેમાં લેવાનું નહિ છે કશું,
ખોવાનું ઊલટું સૌ જ્યાં પોતાનું મન જે ગણ્યું.

તૈયારી એટલી ના હો લેશો ના નામ કોઈએ,
તૈયારી કરીને પૂરી પ્રવેશો સાધના પથે.

જેવી પ્રવૃત્તિમાં ઈચ્છા જેની નિત્ય રહ્યા કરે,
તેવી પ્રવૃત્તિમાં એ તો દોરવાયા જગે જશે.

સાધનામાં રહ્યા ફેર તેવી એની પ્રવૃત્તિમાં,
એવો તે ત્યાં ન દોરાશે પ્રવૃત્તિના સ્વભાવમાં.

જાગૃતિ રાખી જ્ઞાને તે દોરાવા મથશે હૃદે,
વિવેક જાળવી રાખી કર્મમાં તે પ્રવેશશે.

દોહ્યલો માર્ગ એથી તો સાધનાનો ઘણો જગે,
જેને હો કિંતુ જાગેલી ભૂખ, તે ખાવું ખોળશે.

કેવું સ્વરૂપ પોતાનું સાધના માર્ગથી જડે,
જડે જેમ, સૂઝે એના ઉપાયો આપમેળ તે.

કર્તવ્યપાલને એવા ઉપાયો સર્વ મૂકી તે,
સાહસો જોખમો સર્વ આનંદે શિર વ્હોરશે.

કંટાળો, શોક ના એને ત્યાગ ત્યાં કરવા જતાં,
એવી તકો, ક્ષણો, એવો હર્ષથી સૌ વધાવશે.

શોધશે મૂળ પોતાનાં ક્યાં ક્યાં તે નડતાં દીસે,
પ્રેમભાવે થવા એનું મથે તેવો રૂપાંતરે.

(તા. ૨૬-૧૧-૧૯૪૨, ખાર)

## પ્રભુપ્રેમ અને સહજકર્મ

(અનુષ્ટુપ)

જેમ જેમ હૃદે પ્રેમ પ્રભુ ઉપર જામતાં,
વૃત્તિઓનું થતું રે'શે આપમેળે રૂપાંતર.

પ્રભુનો પ્રેમ જાગેલો અંતર્મુખી રખાવશે,
અંતર્દષ્ટિ કરાવીને હૈયેથી વરતાવશે.

પ્રભુનો પ્રેમ સૌ વાતે પ્રેરણા યોગ્ય આપશે,
કો સાથે વર્તવું કેવું એનુંયે ભાન જાગશે.

પ્રભુનો પ્રેમ સૌ ગૂંચોનો ઉકેલ કરાવશે,
મુશ્કેલીથી પ્રભુપ્રેમ સર્વ રીતે તરાવશે.

પ્રત્યેક પરિસ્થિતિનો હેતુ-ધર્મ સ્ફુરાવશે,
સ્ફુરાવી બેસી રે'શે ના વર્તાવ્યા કરશે હૃદે.

પ્રભુનો પ્રેમ હૈયામાં સમગ્ર ને સળંગ રે',
સંકળાયેલ રે' છે શો જેમ સુવાસ પુષ્પપે !

કાષ્ઠમાં અગ્નિ છૂપો રે', તેલ છૂપું તલે રહ્યું,
ભાવ તેવો હૃદે ગૂઢ જાગતાં સ્પર્શશે બધું.

અત્તર ખુશબોદાર દુર્ગંધીમાં તર્યાં કરે,
સૌને સ્વાંગ નવો તેમ પહેરાવ્યા વિના ન રે.'

નદીમાં પૂર જ્યાં આવે સાફ તે કચરો કરે,
ગંદકી સાફ જ્યાં ત્યાંની વર્ષોથી શી થયા કરે !

સોડમ માટીમાંથી તે વર્ષા શી પ્રગટાવતી !
પૃથ્વીમાંથી નવાંકુરો રોમાંચ શાં ખિલાવતી !

નવોઢામાં હૃદે ગૂઢ જેવો ભાવ તર્યાં કરે,
ઉન્મત્ત ભાવના હૈયે જાગતાં તેવું થાય છે.

નવી દૃષ્ટિ, નવી વૃત્તિ, સર્વ સામાન્યતા વિશે-
આપણે ઉર જન્મે છે, તેવો ભાવ થતાં હૃદે.

યોગ્યાયોગ્યપણું જે તે સર્વ વાતોતણું હૃદે,
વિના વિચાર જન્મે છે તે વેળા આપણા વિશે.

પ્રત્યેક પરિસ્થિતિને યોગ્ય રીતે ઉકેલવા,
વિવેકજ્ઞાન ભાવે તે પ્રગટે આપમેળ ત્યાં.

સંકળાયેલ પ્રારબ્ધે જ્યાં જ્યાંયે હશું આપણે,
એકસામટું સૌ સાથે ત્યાં ત્યાં તે સંકળાવશે.

એકલું સંકળાવે ના હેતુયે સ્પષ્ટ ભાસશે,
પ્રભુનો ભાવ જે તેમાં આપણો ત્યાં રખાવશે.

બંધાતા ત્યાં રહીએ, ના બંધાયેલ છતાં દીસો,
પાણીમાં હો છતાં કેવા જાણે હો તરતા તમો !

બીજાંને જે ઘણું ભારે લાગે, આપણને કશું-
ભારે ના મનમાં લાગે, થશે સૌ એવું આપણું.

મધ્યમાં જેમ રે'તા હો, સર્વમાંયે છતાં પૂરા
આપ નોખા તરેલા હો, લાગ્યા એવું કરે સદા.

આવું અનુભવાતું જ્યાં ઉરમાં હોય લાગતું,
પ્રવેશ પ્રેમનો ત્યારે થતો હોય પ્રમાણવું.

ભ્રમણાઓ કશી ત્યારે સંતાપ્યા ના કરે હૃદે,
આપમેળે ઉકેલાતું જોયા જે તે કરો તમે.

પ્રકૃતિખેલમાં કેવી વસે છે પ્રભુની લીલા,
દર્શન એનું તે વેળા હૈયે મેળે જશે થયાં.

સર્વના ગૂઢમાં કેવું લીલા સૌંદર્ય ભાળશો !
માધુર્યયુક્ત ભાવોમાં કેવા તલ્લીન ત્યાં થશો !

શી રીતે વપરાવાનું આપણે રહ્યું છે જગે,
સ્પષ્ટ ભાન પૂરી રીતે તે તે વેળા થતું જશે.

કયો ભાવ કયા સાથે શા શા સર્વ પ્રસંગમાં -
ઘટે વાપરવો યોગ્ય જણાયા કરશે સદા.

કશું વિચારી વિચારી વર્તવાનું ન ત્યાં બને,
પ્રસંગ યોગ્ય વર્તાવ તેવાનો તો થયા જશે.

અજ્ઞાનીને ભલે લાગે તેવાનું કૈં કઢંગું તે,
જણાયા ત્યાં છતાં પોતે તેમનો તેમ વર્તશે.

જેવું હો હેતુનું કર્મ વર્ત્યાં તેમ જશે જ તે,
ખંચકાશે કશાથી ના ભાવવાળો રહી હૃદે.

પ્રેમનું એક કર્તવ્ય માત્ર એને રહે હૃદે.
થવાવા ભાવને યોગ્ય ગોદાટ્યા સર્વને કરે.

પોતાનું શું થતું એનું સર્વ ભાન રહ્યા કરે,
ઉપયોગ કરે છે તે પોતાનોય બધાં વિશે.

ભલેને કો નકારે છો એવાને કિંતુ તે છતાં
વળગેલો રહે પોતે હેતુના અર્થ કાજ ત્યાં.

'શક્યતા કેટલી શેમાં કેવી કેવી રહ્યા કરે',
એવાને ભાળ લાગે છે હૈયે સ્પર્શ થતાં ખરે.

સર્વ પ્રકારથી એનું વહ્યા સૌ હળવું કરે,
એકસાથે ઘણી વાતે પોતે ચિત્ત ધરી શકે.

સંજોગોની પ્રમાણે સૌ પોતાનામાં થયા જશે-
કૈં પ્રત્યાઘાત-આઘાતો, નિરાળો તે છતાં રહે !

સર્વજ્ઞાપણું આવેલું કરે અનુભવ્યા હૃદે,
છતાં ના જાણતો હોય મૂઢ તેમ રહ્યા કરે.

સ્થળ ને કાળનો ભેદ તેવા ભાવે નહિ રહે,
પ્રત્યક્ષાપણું કેવું તે પ્રીછશે સચરાચરે.

પ્રભુના ભાવમાં કેવી અદ્‌ભુત શક્યતા બધી-
નિહાળી તે થતો મુગ્ધ આપમાં આપ શો ભળી !

મૂંગે સાકર ખાધેલી વર્ણવી તે શકે નહિ,
એવી દશા થયેલી સૌ પોતાની ભાળશે તહીં.

પ્રત્યક્ષ સૂર્યના જેવો પ્રભાવ આપમાં થતો,
દીવા જેવું નિહાળે તે રમે છે આપમાં પૂરો.

૨

કુટુંબ એકનું એક હોવા છતાં બધાંતણું-
કર્તવ્ય જુદું જુદું રે' તેવું આમાંય લાગતું.

છતાં કુટુંબની વ્યક્તિ સર્વે તે એક કુળની,
કામની યોગ્ય શક્તિ સૌ દર્શાવ્યા તે કરે તહીં.

થવાતાં યંત્ર શક્તિનું, શક્તિ પ્રત્યક્ષ ત્યાં થશે,
વહેવાનો ચીલો ત્યારે પોતાનો બતલાવશે.

છતાં શક્તિથી પોતે તો જુદો ના લાગશે હ્દે,
વર્તશે એની સંગાથે ભળેલાં એકમેક રે'.

પોતાના વ્‌હેણની દિશાની ચિંતા નવ ઉદ્‌ભવે,
આજમાં કાલ તે જુએ, કાલમાં આજ નીરખે.

અનેકમાં પ્રવર્તેલો પોતે રે'તો હ્દે છતાં,
એકનો એક શો રે' છે ! એકના એક ભાવમાં.

ના વળગે કશું એને, વળગેલો રહે છતાં,
સ્વયંભૂ ભાવથી વર્તે સંજોગો જેમ આવતાં.

અનેક મણકા જેમ માળારૂપે ભલે રહ્યાં,
કિંતુ તે સર્વમાં દોરો રહે સૌ, તેમ ભાવમાં.

એવાને નિંદશે જે કો પાસ એની સર્યાં જશે,
એવાને ચાહશે જે કો તેવા પાસે થતા જશે.

કિંતુ જે નિંદનારું તે પ્રત્યાઘાતી વધુ થશે,
સ્વીકારી પ્રેમવાળો તો કર્યાં પ્રેમે કરે હૃદે.

વખોડે તેય એવાને ચિંત્વે છે એક રીતથી,
થવા પ્રવેશ એનામાં તેથી તો તક સાંપડે.

નિંદા એવાની સામાનું પ્રવેશદ્વાર તો બને,
સહેવાનું બને છોને સૂહેવું, તે સૂહેવું ના બને.

કિંતુ આધાર લેવાને કોઈની ભૂમિકાતણો,
ભાવના તેવીથી એને આધારે ત્યાં જવું પડે.

આધાર ભૂમિકા યોગ્ય ભાવ સર્વ ધરી શકે,
વેશ ને પલટા તેથી એવાના સૌ નવા નવા.

સર્વ મેળ પ્રસંગોનો મેળે એવામહીં બને,
પરિસ્થિતિની મર્યાદા એવો ભાવે કળી શકે.

કાળ ને સ્થળને તેવો સાધનો નિજનાં કરે,
ઉપયોગ થવો જેવો તેમનો ઘટતો કરે.

બંધાયેલો ન રે' છે તે કોઈ વાતે કશા થકી,
કળાઈ ના શકે એવો પૂરો તે સર્વ ભાવથી.

ગણે જે દુઃખ એવાનું જેઓ કૈં પ્રેમથી હૃદે,
ઉદ્ભવે લાગણી જ્યારે એવી, ત્યાં તે પ્રવેશશે.

પ્રિયને ચિંત્વવા એને પ્રસંગ તે રૂડો મળે,
એ રીતે સાંધતો જે રે'હૈયાનો તાર, તે રળે.

(તા. ૨૮-૯-૧૯૪૩, કુંભકોણમ્)

## પ્રેમ

(અનુષ્ટુપ)

મહાક્રાંતિ કર્યા વિના હૈયાનો પ્રેમ ના મૂકે,
પ્રેમ તો દુઃખ સ્હેવાનું જાણે છે પ્રેમ સાથ તે.

પ્રેમભાવમહીં શક્તિ સર્જવાકેરી ગૂઢ શું !
માટીમાંથી કરે પેદા માનવી જોમ પ્રેમનું.

મરેલાંને નવી દે તે જીવનચેતના હૃદે,
સ્વરૂપ ફેરવાવી દે અદ્ભુત શક્તિ પ્રેમ તે.

જેટલો પ્રેમ જેનો હો વધારે તેટલું ખરે,
એને સ્હેવાનું આવે છે પ્રેમનો એ પ્રતાપ છે.

પ્રેમની ભાવના સાથે કષ્ટ તો છે જડાયેલું,
જ્યાં જ્યાં તેથી જુઓ કષ્ટ પ્રેમહાથ ત્યહાં જુઓ.

જ્યાં જ્યાં પ્રેમ બને પોતે જીવનધર્મ આત્મનો,
સ્વાર્પણરૂપ તે યજ્ઞ એકધારો બની જતો.

સર્વાર્પણ વિના પ્રેમ સંભવી શકતો નથી,
સર્જનાત્મક શક્તિનો થાય ઉદ્ભવ પ્રેમથી.

આત્માના પ્રેમની કો જો હોય સાબિતી એક તો,
દુઃખ આવી પડે એને ઝીલી લેવાની શક્તિ હો.

પ્રેમ જે દુઃખ વ્હોરે છે કંટાળો તેમહીં નથી,
જીવનસાધના એવી પ્રેમની દિવ્ય શી રૂડી !

બુદ્ધિ કે તર્કથી પ્રેમ ના સમજાવી શકાય તે,
પ્રેમથી પ્રેમને માત્ર જાણી માણી શકાય છે.

પ્રેમને કાજ તો પ્રેમ આપવો પડશે સદા,
પ્રેમ મેળવવા જાત પડે છે હોમવી સદા.

લીધેલું કામ તો પ્રેમ કો કાળે તે મૂકી ન દે,
જેને તે વળગેલો હો એને કાજે મરી જીવે.

કોટિ જન્મ ભલે જાય કિંતુ જ્યાં પ્રેમ હો ઠર્યો,
કરાવ્યા વિણ કલ્યાણ તેઓનું તે ન જંપતો.

મંથનો કંઈ તે ગૂઢ જગાડ્યા કરશે હૃદે,
અનોખી રીતથી પોતે બોધ ઊંડો અપાવશે.

પ્રેમ પોતાનું અસ્તિત્વ જણાવા દે ન કોઈ દી,
જણાવે છે કદી જો તે ગૂઢ કારણ હેતુથી.

કળા પ્રેમની શી વ્યક્ત છતાં અવ્યક્ત પ્રેમ રે',
પ્રેમને કો પૂરેપૂરો ના જાણી શકશે ખરે.

પ્રેમ ઓળખશે જેઓ પૂરા પ્રેમરૂપે થશે,
પ્રેમની શી લીલા દિવ્ય ત્યારે તેઓ પિછાનશે !

જેમને પ્રેમ લે સાથ તેમને પ્રેમ કોઈ દી,
એની મેળે મૂકી ના દે, કેડો પ્રેમ મૂકે નહિ.

જે જે સાથે કરે પ્રેમ હૈયાના મેળભાવથી,
સાંધે તાદાત્મ્ય સૌ સાથે રહેવાનું આવતાં સહી.

પ્રેમની વાતને લોકો હસી છો કાઢતાં ભલે,
એવાંઓને છતાં પ્રેમ પોતાનાં ગણશે હૃદે.

કેળવી જો શકાયે તે એવો જીવન પ્રેમ તો,
જન્મશે સર્વ ભાવો તે એની મેળે કહ્યા વિના.

કરાવે પ્રેમ પ્રત્યક્ષ ગૂઢમાં ગૂઢ તત્ત્વ જે,
કિંતુ પાવકમાંથી ત્યાં શું પસાર થવું પડે !

(તા. ૨૯-૧-૧૯૪૪, કરાંચી)

## પ્રેમભાવ

(અનુષ્ટુપ)

હૈયાનું વ્હાલું જે હોય લાગે તે વ્હાલું વ્હાલું શું !
વ્હાલાંની યાદ પ્રેરાવે હૈયે આપણને ઊંડું.

વ્હાલાંના ઉરનો પ્રેમ પ્રેમને પ્રગટાવતો,
સ્નિગ્ધ શાં દિલડાં રાખે પ્રેમી એક પિછાનતો !

લેણદેણ થતી એવી પ્રેમની જ્યાં પરસ્પરે,
પ્રેમમાં ભાવ શો ઓર પુરાવ્યા તે હૃદે કરે !

આહા ! શો પ્રેમ જોડાવે હૈયે હૈયાં પરસ્પરે !
સ્થળ ને કાળ મર્યાદા પ્રેમમાં ક્યાંય ના કશે.

સ્વયંભૂ પ્રેમશક્તિ તો, બંધનો પ્રેમને નથી,
બધા સંકોચ ઓગાળી નાંખે છે પ્રેમ ભાવથી.

પ્રેમ છે ખાલી ના ઊર્મિ, પ્રેમથી પ્રેમ વાધતો,
પ્રેમથી પ્રેમનું તત્ત્વ હૈયામાં પામતાં જનો.

પ્રેમ ભાંગે બધી ભૂખ હૈયાની શી અગમ્ય તે !
ખોરાક પ્રેમનો પ્રેમ આપે શો તે નવો હૃદે !

સંકુચિતપણું એવા પ્રેમમાં ક્યાંય ના મળે,
સહિષ્ણુ પ્રેમ ઉદાર તથ્યાંશ સર્વમાં જુએ.

તાદાત્મ્યભાવ જન્માવે ન્યારી તે પ્રેમની કળા,
છતાં પોતાનું તે ભાન પ્રેમ રાખ્યા કરે સદા.

અસ્તિત્વ પ્રેમનું જુદું અનોખું શું રહે છતાં !
પ્રેમના ભાવમાં ક્યાંયે પાછો ભેદ જણાય ના.

આકર્ષે પ્રેમને પ્રેમ, પ્રેમ આગ્રહ ના કરે,
વહેવા પ્રેમ દે સૌને પોતાની રીતથી જગે.

પ્રેમ સ્વતંત્રતા આપે, માલિકી પ્રેમ ના ગણે,
પ્રેમને સ્પર્શતાં પ્રેમભાવનાં ઝરણાં ફૂટે.

પ્રેમ ના ભોગવી લે છે પ્રેમને કોઈ રીતથી,
પ્રેમથી પ્રેમનું કામ પ્રેમ લીધા કરે ચહી.

આપવું પ્રેમ જાણે છે, આપવામાં કૃતાર્થતા
પ્રેમ પોતાની શી માને ! પ્રેમયજ્ઞ અખંડ હો !

સ્વરૂપ પ્રેમનું વ્યક્ત વિશ્વની આ લીલા બધી,
નચાવે પ્રેમ શું સૌને અગમ્ય કોઈ રીતથી !

એક પોતે રહ્યો કેવો છતાં રૂપ અનંત તે
ઉપજાવ્યા કરે સૌને અંતરે સંકળાઈને.

ગૂઢ અનંતતાકેરું શું રહ્યું બીજ એકમાં !
'અનંત' 'એક' તો ભેગાં શાં રહે સ્નિગ્ધ પ્રેમમાં !

પ્રેમના ભાવમાં કેવી ગતિ અદ્‌ભુત હોય છે !
જાણે ત્યાં ના ગતિ હોય એવી તે સ્થિરતા ધરે.

વિરોધાભાસી શો ભાવ પ્રેમનો લાગતો કદી,
સ્વરૂપ ના પૂરેપૂરું પ્રેમનું કો શકે કળી.

ઉન્મત્તાતા થતી કેવી પ્રેમના ભાનથી કરી !
પોતાનું જ્ઞાન ત્યાંયે તે રખાવ્યા કરતો નકી.

ભેળાવી પ્રેમ શો દે છે ! છતાં ડુબાડી દે ન તે,
તારવી સૌ પરે રાખે પ્રેમ આપણને ખરે.

ગુલામી પ્રેમ સ્વીકારે પ્રેમની તે પૂરી રીતે,
છતાં સ્વતંત્ર રે' પોતે એવો અદ્‌ભુત પ્રેમ તે.

પ્રેમને ના કશું મિથ્યા, દેખે તાત્પર્ય સર્વમાં,
નકામું ના કશું એને, સર્વનો અર્થ પ્રેમમાં.

બધાંના હાર્દમાં પ્રેમ નીરખી શકતો ઊંડું,
પ્રેમને પ્રેમથી પોતે તારવ્યા કરતો બધું.

નિસ્બત પ્રેમને કોઈ, વિના પ્રેમ બીજી નથી,
ઓળખે અન્યથા કોઈ, પ્રેમને ત્યાં તમા નથી.

પોતામાં તે રહે મસ્ત, પોતાથી પ્રેમ તે કરે,
અપેક્ષા પ્રેમ ના રાખે, પ્રેમ સ્વાર્થ નહિ ધરે.

મમતા પ્રેમ રાખે છે છતાં મમત્વ ના ધરે,
સૌમાં પોતાનું તે ન્યાળે છતાં પ્રેમ જુદો તરે.

મર્યાદા પ્રેમમાં ના કો, સંકોચ પ્રેમમાં ન કો,
ઊડી પાર જવા સૌની પ્રેમ શી પાંખ આપતો !

સ્થિતિમાં એકની એક પડી પ્રેમ રહે નહિ,
વિકાસ કરવો જાણે પોતાના પ્રેમભાવથી.

સંતોષાતો નથી પ્રેમ, અસંતોષ ધર્યાં કરે,
પ્રેમથી પ્રેમની મૂડી વધાર્યાં કરવું ચહે.

તમન્ના આગ જાગેલી પ્રેમની ઓલવાય ના,
છતાંયે પ્રેમનું ધૈર્ય રહ્યા કરે અમાપ ત્યાં.

પ્રેમથી કુમળો કોઈ ભાવ આ વિશ્વમાં નથી,
પ્રેમના જેવી કો બીજી ક્યાંયે કઠોરતા નથી.

શિલ્પીના ટાંકણા જેવો પ્રેમ ઘાટ ઘડ્યા કરે,
પ્રેમને પ્રેમ શો પોતે અનોખી રીતથી ઘડે !

રૂપભાવ નથી જેમાં જન્માવે પ્રેમ તે થકી
બોલતી મૂર્તિ જાણે હો ચેતના ભાવવાળી શી !

મૃત્યુ કરાવવું યોગ્ય ત્યાં તે મૃત્યુ કરાવતો.
લાગે જન્માવવું યોગ્ય ત્યાં તે જન્મ કરાવતો.

પોષવું યોગ્ય જે લાગે એને પ્રેમ ઉછેરતો,
પ્રેમને યોગ્ય શું તે તો પ્રેમ પોતે પિછાનતો.

વ્યક્ત પોતે થતો રે’ છે અવ્યક્ત તોય તે રહે,
રે’તાં અવ્યક્ત તો જાણે પ્રેમ પોતાની મેળ તે.

પ્રેમને પામતાં પ્હેલાં પ્રેમને જાણવો પડે,
જાણવાથી ન તે પામો, પ્રેમને માનવો પડે,

એકલું માનવાથીયે પમાયે પ્રેમ ના હૃદે,
પ્રેમની પાછળે પ્રેમ હોમાઈ આપવો પડે.

પ્રેમને માપવાને શાં પ્રેરાય માનવી જગે !
ઘૂંટ્યોય એકડો ના હો પ્રેરાતાં તોય માપવા.

લોકની બલિહારી શી લોકની બુદ્ધિ ઓર છે !
છતાં છે લોકમાં ગૂઢ પ્રેમ, હું નમું તેમને.

સર્વ અંતરનો મર્મ જાણી પ્રેમ શકે હૃદે,
પસારો સર્વ જે દેખો તે બધો પ્રેમનો ખરે.

સર્વનો મૂળ આધાર પ્રેમનો ભાવ એક છે,
વ્યક્તરૂપે જુદો જુદો છતાં કેવો જણાય તે !

પ્રેમની બલિહારી શી ! કથા પ્રેમની શી કથું ?
જ્યાં ત્યાંથી પ્રેમની ભીખ માગ્યા કરી સદા જીવું.

જીવ્યું આ શુષ્ક લાગે જો મળે ના પ્રેમ કોઈનો,
તેથી લળી લળી માગું તમારો પ્રેમ દિલનો.

જ્ઞાને વૃદ્ધ, વયે વૃદ્ધ, પ્રેમથી વૃદ્ધ છો તમે,
મારા પૂજ્ય તમે તેથી પ્રણામો કરું આપને.

(તા. ૭-૩-૧૯૪૪, હિંદુ વિશ્વવિદ્યાલય, કાશી)

## લગની

(અનુષ્ટુપ)

અમસ્તુંયે કરો છો કૈં વ્યવહારે કશું તમે,
કરો છો ધારણા રાખી, રાખો તેમ અહીં તમે,

આપણે કોઈનું દિલ જીતી લેવાનું હોય છે,
કેવાં વળગતાં ત્યારે વારીને જઈએ છીએ !

પ્રભુને જીતવા તેવું રે'વું સૌ વળગી પૂરું,
હૈયાના પ્રેમને ખેંચી ખેંચીને ખૂબ ચાહવું,

પોતાનું એકનું એક લાડકું બાળ જો હશે,
કેટલું વ્હાલું શું લાગે ! એને તેથી વધુ ચહો.

કેવો ચડસ લાગે છે જુગારી, વ્યભિચારીને,
એનામાં એથી કૈં ભારે લગાડો લગની હૃદે.

પોતાનાંને હૃદે કેવું મીઠું સંભારવું ગમે !
સંભાર્યાં કરતાં રે'જો પ્રભુને તેવું તો હૃદે.

એક પ્રકારની જ્યારે એવી તે લગની થશે,
વાતાવરણ ત્યાં જામે નશો ઓર હૃદે ચઢે.

એવા નશામહીં જે કો તાટસ્થ્ય જાળવી શકે,
આત્મશક્તિતણો ભાવ ઓળખ્યા કરશે હૃદે.

ગમે તેવો ભલેને હો જુવાળ વૃત્તિઓતણો,
તાટસ્થ્ય જાળવી રાખો તો એનો ઉપયોગ સૌ.

આવા પ્રયોગથી ઊંડો આત્મવિશ્વાસ જન્મશે,
અનેરી કોઈ શક્તિનો ઉદ્ભવ ત્યાં થયા જશે.

૨

'કરીશું આમ તો આવું આમ થાશે' વિચાર સૌ
કાર્યને કરતી વેળા આપણે ધારવા ન કો.

કાર્યનું જોશ તો તેથી માર્યું શું જાય છે બધું !
કાર્યમાં હેતુનો પ્રાણ પરોવી સૌ કર્યાં જવું.

પ્રેરંતો જો હશે ભાવ જ્ઞાનપૂર્વક દિલનો,
થશે તે તે બધું રૂડું એવો વિશ્વાસ રાખવો.

હૈયાના ભાવને આપી મહત્ત્વ, કાર્ય સૌ કરો,
ભલેને બગડે કાર્ય ચિંતા તેની ન કૈં ધરો.

વિવેક જ્ઞાનવાળો તે હોવો ત્યાં આપણો ઘટે,
છતાં પાછું વિચારોથી ડો'ળાઈ ના જવું કશે.

તાટસ્થ્ય, સ્થિરતા, હૈયે શાંતિ, ઊંડી પ્રસન્નતા,
સર્વ કર્મ કરાતાં ત્યાં રે'વા ઘટે પૂરેપૂરાં.

અભ્યાસ એક વેળાયે જ્ઞાનપૂર્વક આ બધો,
કેળવાઈ જતાં હૈયે સ્થિતિ નિર્બંધ પામશો.

ભક્તિ ને ધ્યાન ને યોગ, જ્ઞાન, - સૌનો સમન્વય
આપણામાં થશે ત્યારે સુમેળ જન્મશે ઉર.

કૃપાથી ભાન પોતાનું ઊંડું ઊંડું ધર્યાં કરી,
ભાવની તોલ વર્ત્યાં સૌ કરો ભાન હૃદે ધરી.

ધાંધલિયાપણામાંયે જોશ એક પ્રકારનું,
શાંત ચિત્તથી રે'વામાં તે સૌ ફેરવી નાખવું.

થવા દ્યો સ્વસ્થતાથી સૌ અજંપો ના કશો ધરો,
કર્મમાં કૈં વિચારોને આડાતેડા થવા ન દ્યો.

એકલી ભક્તિનો ભાવ કરી દે મુગ્ધ શું બધું !
જ્ઞાન તેથી જરૂરી છે સ્ફોટ રે'વા પૂરું ઊંડું.

ઊંડું ત્યાં ખૂંપવા, યોગ, અલિપ્તપણું ધ્યાન છે,
માટે ચારેતણો હૈયે થવાવો મેળ જોઈશે.

ઊઠતી વૃત્તિઓથી જે ચાલ્યા જો કરીશું કદી,
પડે કેમ નવો ચીલો ઘટે વિચારવું મથી.

આપત્તિ આવતાં કૈં કૈં હાલી ના કદી ઊઠવું,
ઉકેલ આણવા યોગ્ય સ્વસ્થતાથી મથ્યા જવું.

ઘણાં કામ ભલેને હો લાગવા ભાર દ્યો ન ત્યાં,
એક એક કરીને સૌ પાડવાં પાર તે પૂરાં.

નિશ્ચળ, નિશ્ચયી ખંત ધાર્યાં ઊંડો કરો હૃદે,
જીત્યા વિના કશુંયે તે મૂકી દેવું ન આપણે.

સર્વથી આત્મની શક્તિ સર્વ સામર્થ્યવાળી શી !
શ્રદ્ધા વિશ્વાસ હૈયે તે ધારી મેળવવો જય.

કશું અધૂરું ના મૂકો ઉતારો આરપાર તે,
સાર પામ્યા પછી છોડો આવેલું હાથ હોય જે.

એકવારે પ્રવેશ્યા જો કૈં કશા કામની મહીં,
તેનો પૂરો નિવેડો તે લાવીને જંપવું પછી.

ઉધામા ખાલી ખાલી તે આપણે કરવા નહિ,
વેડફી દેવું ના કૈંયે લ્યો જે તે ઉપયોગથી.

શક્તિ ને પ્રેમનો ભાવ સાધનાથી ન જો વધે,
ઘરેડની પ્રમાણે ત્યાં થયા કરેલું જાણજો.

સાધના ચેતનાવાળી થયા જો કરતી હશે,
શક્તિ ને પ્રેમ હૈયામાં કેળવાયા જતો જુઓ.

કમાણી એવી પ્રત્યક્ષ કમાતાં કેટલી હશું,
ગણો હિસાબ છો ના તે, ઘટે છતાંય લાગવું,

પ્રમાણ આપણે સૌનાં જાણવાં જોઈએ હૃદે,
ભરાઈ પડવા ક્યાંયે જેથી સંભવ ના રહે.

ઉપયોગ પૂરો તેથી જ્ઞાનનો કરવો પડે,
ચાલવું આંધળું ક્યાંયે આપણે તો ન પાલવે.

ઉઘાડી આંખથી છોને કૂવામાં પડીએ ભલે,
જાણીને તે કરેલું ત્યાં વિશ્વાસ એટલો હશે.

લોકોની રીતથી કૈંયે આપણે કરવાનું ના,
લોકોત્તર પૂરેપૂરું આપણે તો થવાનું ત્યાં.

અવજ્ઞા કરવાની ના કોની છતાંય આપણે,
હૈયે ઊંડા રહી મગ્ન રહેવું પ્રભુ ચિંત્વને.

ચિતાર સર્વનોયે તે ઘટે સૌ આવવો હૃદે,
ભલેને લક્ષ ના લ્યો તે જુદી તે વાત છે ખરે.

(તા. ૨૯-૯-૧૯૪૩, કુંભકોણમ્)

## જ્ઞાનમય જીવનની ઝાંખી

(અનુષ્ટુપ)

પ્રેમને વરવા જેની તૈયારી સૌ સમર્પવા,
એવાને પરચો પ્રેમ બતાવ્યા કરશે સદા.

પ્રેમ પૂંઠે ફના થાવા જેની ઉત્કટતા હૃદે,
ફનામાં શે' સમાયેલી તેવાને લાગશે ખરે.

પ્રેમની ધૂન લાગેલી જેને સંપૂર્ણ ભાવથી,
તાલાવેલી બધી એને લાગશે ઉર વીંધતી.

અધીરાઈ કરે સાલ્યા એવાંને કર્મમાં પૂરી,
છતાં અસ્વસ્થતા ક્યાંય એને ડોલાવશે નહિ.

પ્રેમને અર્થ દેવાને એને કિંમત કોઈએ
મુશ્કેલ લાગશે ના કૈં, દેતાં સૌ હર્ષ પામશે.

એવું દેવાથી જેનામાં ચેતના જો ન ત્યાં સ્ફુરે,
દેવામહીં કશું બીજું ભળેલું જાણવું હૃદે.

માનવી મોહના પાશે ત્યાગ ભારે કરી શકે,
એમ તો ત્યાગથી વિશ્વ ચાલ્યા સર્વ કરે ખરે.

ગુણ એ પ્રકૃતિજન્ય કરાવે ત્યાગ સર્વેને,
જીવન માનવીકેરું એમ તો ત્યાગથી ટકે.

ઘણાંએ પ્રાણ આપ્યા છે પ્રેમના મોહ પાછળે,
નકામું જાય ના તેયે, તેવા પ્રકૃતિમાં વધે.

વિકાસ પ્રકૃતિકેરો થયા કરે જ ત્યાગથી,
અજ્ઞાનતા ભર્યો ત્યાગ કિંતુ શા પ્રાણ પ્રેરશે ?

જ્ઞાનની ભાવના જેની અંતરે ના જ્વલંત હો,
પ્રાણની કામના એને જાણવી રહી કર્મમાં.

તેથી જે જે થતું તેમાં જ્ઞાનની ભાવના હૃદે,
જીવતી જાગતી રાખો વિવેકવાળી ત્યાં ખરે.

જ્યાં જ્યાં ત્યાગ, તહીં શુદ્ધ પ્રેમ પૂરો ન જાણવો,
પ્રેમ આભાસ ત્યાં હોવા પૂરો સંભવ માનવો.

ત્યાગ અને બલિદાન થતાં સર્વ સમર્પણ,
ભાવયુક્ત પૂરું જ્ઞાન રહેવું ઘટતું ઉર.

સાધકે તેથી પોતાનાં સર્વ કર્મ તપાસવાં,
'કયા હેતુથી તે થાય', રાખી કેંદ્રિત ચેતના.

પ્રેમના ભાવની જેથી ચેતના વધતી હ્દે,
પ્રત્યક્ષ તે પ્રમાણો જ્યાં, જાણવું યોગ્ય કર્મ તે.

તેવું તેવું થતું દેખો ત્યાં પ્રભુ પાડ માનવો,
પોતે હોવા છતાં પૂરો પામર શું તર્યાં કર્યો !

પ્રેમને સર્વ કર્મોમાં મહત્ત્વ આપી આપીને,
પ્રેમભાવ વધે એમ તે તે સૌ કરવાં ઘટે.

કશાથી ક્યાંય લેવાઈ જવું ના આપણે કદી,
હૈયાના ભાવનો ખ્યાલ રાખી રાખી જીવો મથી.

વૃત્તિના કો પ્રભાવેથી દોરવાઈ ન કૈં જવું,
પૂરી તટસ્થતા હૈયે જીવતી રાખી વર્તવું.

જ્યાં સુધી ગુણના ભાવે સર્વ કર્મો થયા કરે,
પ્રેમની ઝાંખી કોઈને થવાની નથી સ્હેજયે.

નિરાળો પ્રેમનો ભાવ નોખો સર્વથી તે તરે,
પ્રેમનું મૂલ્ય તો દેતાં દેતાં પ્રાણ ખપી જશે.

પ્રેમનું મૂલ્ય દેવામાં જેને આનંદ ઊપજે,
પ્રેમને કેળવી પૂરો શકે તેવાં જ તો હ્દે.

અશુદ્ધિઓ ભરેલી છે ક્યાં ક્યાં પોતામહીં બધી
જાણવી પડશે પૂરી તે વિના ચાલશે નહિ.

એકલા જાણવાથીયે પૂરું કામ પતે નહિ,
હોમી દેવી પડે સૌ તે પ્રેમના યજ્ઞની મહીં.

જ્ઞાનભાવે કરી જે સૌ એવી આહુતિ આપતો,
શુદ્ધ પોતે થતો રે'શે એને પ્રેમ વર્યાં જતો.

જોડાયેલાં બધાં સાથે આપણે રહીએ છીએ,
પ્રકૃતિજન્ય તે તત્ત્વ પ્રેમનું જાણવું હ્દે.

જોડાવાનું બને તેથી જ્યાં જ્યાં આપણું સાથ કો
જ્ઞાનભાવે હ્દે ભાન તે જોડાવામહીં ધરો.

વિવેક જ્ઞાનવાળી સૌ હૈયે જાગૃતિ જેની રે',
મળંતાં સર્વ કર્મોમાં એ રીતે જીવશે જ તે.

રૂપાંતર પૂરું કાંઈ એમનું એમ ના થશે,
યજ્ઞ જીવનને જાણી વર્તવું એમ ત્યાં પડે.

એવાનાં સર્વ કર્મો તે યજ્ઞની ભાવના વડે-
થતાં રે'શે, ખરો પ્રેમ તેવા માત્ર પિછાનશે.

અણુ અણુમહીં પ્રેમ વ્યાપેલો સચરાચરે,
સર્વમાં પ્રેરતો ભાવ જાણવા મથવો હ્દે.

ગમે તેવું બીજું હોય આપણે આપણું પૂરું
સંભાળ્યા કરીશું ખંતે તો થશે શ્રેય આપણું.

વળાંકો પ્રકૃતિકેરા જીવને રચનાત્મકે,
વાળવા તે રહ્યા ખંતે જાણી તેના સ્વરૂપને.

ના પસાર થવા દેવું જાણ્યા વિનાનું કૈં પૂરું,
રહસ્ય છે સમાયેલું સર્વના અંતરે ખરું.

મળે છે ના નકામું કૈં સર્વમાં હેતુ તો રહ્યો,
હેતુને જાણવા જ્ઞાનદૃષ્ટિ જાગૃત રાખજો.

હેતુને યોગ્ય તે ભાવ તે તે કર્મે પરોવજો,
'વિકાસાર્થે મળ્યું કર્મ' જાણી આભાર માનજો.

જિંદગીને ઘડાવાને કાજે એરણ કર્મ છે,
કર્મ સૌ એ રીતે પેખી કર્મને અપનાવજો.

મહત્ત્વપૂર્ણનો ભાવ જ્ઞાન સાથે પૂર્યાં કરી,
ફળાવા કર્મનો હેતુ આચરી સૌ સમર્પજો.

પ્રભુનો પ્રેમ લેવાને જન્મેલાં આપણે છીએ,
તે વિના કો બીજો હેતુ છે ના જીવનનો ખરે.

નિષ્ઠા જેને પૂરેપૂરી એવી બેઠેલી છે હૃદે,
માનવી જન્મની શી તે યથાર્થતા પિછાનશે !

માનવી જીવને માત્ર સૌ વિકાસ થવાતણી
શક્યતાઓ ભરેલી છે ધન્યતા તેથી એની શી !

માળખું માનવીકેરું મળ્યું કૃપા હું શી ગણું ?
સર્વ ભાવે પૂરો યોગ્ય હૃદે રખાવજે પ્રભુ.

(તા. ૧૦-૩-૧૯૪૪, હિંદુ વિશ્વવિદ્યાલય, કાશી)

## પ્રેરણા

(અનુષ્ટુપ)

પ્રેરણા આત્મશક્તિની શક્યતા બતલાવતી,
કશો આધાર કે મૂળ પ્રેરણાને મળે નહિ.

સાત્ત્વિક શુદ્ધ બુદ્ધિ સૌ સંપૂર્ણ તે થતાં પૂરી,
તેવી બુદ્ધિમહીં ત્યારે સૂક્ષ્મતા દિવ્ય સાંપડે.

તેવી બુદ્ધિ છતાં ના કૈં પ્રેરણાનું સ્વરૂપ છે,
‘આત્મા-પ્રભાવની છાયા’ પ્રેરણા, જાણવી હૃદે.

સાધના વિકસે જ્યારે પ્રેરણાને અનુસરો,
સ્થૂળ ને સૂક્ષ્મ અંગોનાં થાય ત્યારે રૂપાંતરો,

સ્વતંત્ર પ્રેરણાનું છે અંગ બીજાં બધાં થકી,
સ્વભાવ આત્મનો એ છે, ઇંદ્રિય આત્મની સહી.

ઇંદ્રિયો, ચિત્ત ને પ્રાણથી થતા જે અનુભવો,
દ્વંદ્વથી મુક્ત તેમાંથી થવાતાં પ્રેરણા મળે.

સાધક સાધનામાંહે જેમ જેમ ઊંડો જશે,
ત્યારે પ્રેરણાતત્ત્વ એને અંતર ખીલશે,

થાય સાધકને જ્યારે પ્રેરણાના અનુભવો,
સાધના વર્તને એણે વાપર્યાં કરવાં ઘટે.

વિના સંબંધ વિચાર વિના કૈં જ પ્રયોજન,
ઉદ્ભવે ખ્યાલ જે વેળા આચરી જોવું તે હૃદ.

એથી લાભ થતો જો કૈં આવે અનુભવે પૂરો,
જાગૃતિ રાખીને પૂરી આચરવા ન ચૂકજો.

ઉદ્ભવસ્થાન બુદ્ધિનું મસ્તકે જાણતા બધા,
હૈયું એ પ્રેરણાનું છે મૂળ ઉદ્ભવસ્થાન ત્યાં.

થતું જ્યાં ચિત્ત નિષ્કામ અહં નિર્મૂળ સૌ થયે,
સંસ્કારોનો થતાં નાશ, પ્રેરણા જન્મશે હૃદે.

સ્વયંભૂ પ્રેરણા પોતે, સ્વયંપ્રકાશી પ્રેરણા,
પ્રેરણાશક્તિથી મૂળ ઓળખાશે જ સર્વનાં.

ઇંદ્રિયો, બુદ્ધિ ને પ્રાણ એ સૌની શક્તિ જે બધી,
સૂક્ષ્મમાં સૂક્ષ્મ તે હોય પ્રેરણા તત્ત્વથી વસી

જોયા વિના જુએ પોતે, સાંભળ્યા વિણ સાંભળે,
ચાલ્યા વિના પગે ચાલે, સૂંઘ્યા વિના સૂંઘ્યા કરે.

ચાખે છે તે વિના ચાખ્યા, વિચારે બુદ્ધિના વિના,
પ્રવૃત્તિમાંહી પ્રેરાયા સંસ્કારો વિણ તે કરે.

પ્રેરણાથી જ પ્રવૃત્તિ આઠે પ્હોર પળે પળે-
કરે જે યોગ્ય, સંપૂર્ણ જાણવો આત્મનિષ્ઠ તે.

(તા. ૧૮-૧-૧૯૪૩, ખેડાથી અમદાવાદ જતાં.)

## ગૂઢ તત્ત્વ

(અનુષ્ટુપ)

સર્વ પ્રતિકૃતિઓમાં માનવીની પ્રતિકૃતિ,
સર્વ રીતે પૂરી શ્રેષ્ઠ જાણવી પ્રભુની કૃતિ.

ઓળંગી સર્વ મર્યાદા અમર્યાદપણા વિશે
જીવન માનવીકેરું ધન્ય પ્રવેશતાં થશે.

વિસંવાદ ભલેને હો અંતરે શો સુમેળ વ્હે !
એકલો જો વિસંવાદ હોત, તે ના ટક્યું હતે.

'ઘેરી જીવનને એવું રહ્યું આપણને શું તે',
જોઈએ જાણવું એને, કે જેથી ઓળખાય તે.

પાછલા કર્મસંસ્કારો પ્રારબ્ધ તે ભલે ગણો,
દોષ દેવો કશો એને યોગ્ય માનવીને ન તો.

'અંધકાર ભર્યા કોઈ ભૂત કે તૂતથી જગે,
હંકારાતા નથી ક્યાંયે', આપણે જાણજો ખરે.

આપણે કબજે પૂરું હોતું તે આપણું નથી,
આપણામાંનું બીજું કો ભાગ ત્યાં ભજવે નકી.

અશક્ય કાંઈ જ્યારે તે સામે આવી ઊભું રહે,
ઈચ્છાનુસાર ત્યારે તો આપણી ના થઈ શકે.

કર્મને સાચી રીતે જે જાણવા ખંતથી મથે,
એને ક્યાંયે નિરાશા ના રહે છે કોઈ રીતિએ.

વળાંકો આપણા સર્વે કર્મનું પરિણામ છે,
છતાં તે બાંધી ના લે છે ક્યાંયે આપણને કશે.

પ્રત્યેક કર્મને જાણો પાછલી સ્થિતિનું ખરું-
આવ્યા વિના ન રે' એવું, પરિણામ પિછાનવું.

કારણો જે રહે તે સૌ થવા પ્રત્યક્ષ ત્યાં મથે,
કિંતુ તે કારણો પોતે પૂરાં ના શક્તિમાન છે.

માની જો લઈએ એમ 'કર્મથી જ બધું બને',
સ્વતંત્ર ના થવાનું તો નિશ્ચયે કો કદીય તે.

ચેતના અંતરે ગૂઢ વિશ્વની ઘટનામહીં
પ્રભાવ પાડતી હોત પોતાનો જો નહિ કદી,

તો તો સૌ પાછલાં કર્મ ને સૌ આ જીવને થતાં
કર્મની ઘટમાળેથી પામવી મુક્તિ શક્ય ના.

માનવી કિંતુ ના યંત્ર કર્મની ઘટનાતણું,
જીવન માનવીનું છે કર્મથી બળવાન શું !

કર્મનો કાયદો એક સત્તાવાન સ્વતંત્ર જો,
કર્મ ઓળંગવાં એવાં કોઈ કાળે બને ન તો.

મૂઢ યાંત્રિક સંબંધી જીવન માનવીતણું
નથી તે, સંકળાયેલું એનાથી ત્યાં બીજું ઘણું.

જીવને માનવીકેરા થરો અનેક જાતના,
એક બીજા વિશે તેઓ પ્રવેશ્યા કરતા સદા.

યાંત્રિક, પ્રાણથી યુક્ત, ચેતનાયુક્ત હોય તે,
બુદ્ધયાત્મક, શરીરે આ આધ્યાત્મિક થરો વસે.

પ્રવાહો જીવને આવા ઊઠતા આવતા જતા,
પ્રભાવ પાડતા રે' તે એક બીજા વિશે સદા.

માનવી જીવને કોઈ અનંત તત્ત્વ ગૂઢ છે,
કર્મના નિયમેથી તે લેપાયેલું કદી ન રે.'

(શિખરિણી-મંદાક્રાંતા)

ગમે તેવી છોને, પણ અટલતા કર્મકેરી ભલે હો,
છતાંયે મર્યાદા જરૂર સઘળાં કર્મની ત્યાં રહેલી,

અમર્યાદાવાળું જીવનમહીં કો તત્ત્વ જે છે વસેલું,
થવા નિત્યે એ તો પ્રગટ જીવને ગૂઢ પ્રેરાયેલું શું !

(અનુષ્ટુપ)

મર્યાદા જેની ના કો છે આપણામાંનું તત્ત્વ તે
ઓળંગાવી શકાવા દે મર્યાદાઓ બધી ખરે.

એવું જે કાંઈ છે એ તો સદા સર્વ સ્વતંત્ર છે,
પ્રત્યક્ષ, જીવને એને જો કરો, સર્વ શક્ય છે.

એને જે ઉપયોગે છે, કર્મના સૌ સ્વભાવને
ઓળંગાવી પૂરું દેવા સ્હાય પ્રત્યક્ષ આપશે.

કળા જીવતી એવી તે જેના જીવનમાં હશે,
એને અશક્ય ના કાંઈ, સર્વની પાર તે જશે.

નિર્ણિત હો થયેલી સૌ યાંત્રિક રીતની દશા,
એવી પરંપરાથીયે તત્ત્વ જીવનનું મહા.

એવા જીવનની જેને તમન્ના જાગી હો હૃદે,
વર્તવું જોઈશે એણે હૈયાની ચેતના વડે.

સ્વભાવ ઊર્મિના જોશે આઘાતજન્ય સ્ફૂર્તિથી
પરોવાયેલું એવાનું કર્મમાં ચિત્ત ના રહે.

સ્વભાવજન્ય પ્રાણેથી ઉદ્ભવે કર્મ તેમહીં
ચેતના ના પરોવે છે પોતાની જ્ઞાન રાખીને.

ઉદ્યોગશીલતા જેની ચેતના મૂળશક્તિથી
પ્રેરાયેલી રહે તેની કર્મના હેતુ-લક્ષાથી.

યાંત્રિકતામહીં પ્રાણ ચેતનાના સ્ફુરે ન જ્યાં,
ને અંતઃસ્ફૂર્તિ ના જેમાં, ગણો સાત્ત્વિકતા ન ત્યાં.

પ્રકૃતિ-કાયદાઓથી બન્યું જો માનવી હતે,
કર્મના કાયદાઓથી બંધાયેલું જ રે'ત તે.

કિંતુ માનવીમાં આત્મા જેવું તત્ત્વ સદા વસે,
સૌથી સર્વોપરી એ તો રહે તાબે ન કોઈને.

વિશ્વની પ્રકૃતિનાં જે બળો કામે રહ્યા દીસે,
ઈશ્વરી ચેતનાને તે પ્રાગટ્ય કરવા મથે.

૨

આખરી સત્ય ના કર્મ, સત્ય છે પર કર્મથી,
પ્રીછવા સત્યને કર્મ, કર્મ સર્વોપરી નથી.

કર્મના સૌ વળાંકોમાં તત્ત્વગ્રાહી રહ્યા કર્યે,
આડીતેડી બીજે દૃષ્ટિ એવાની ના જશે કશે.

પોતાના ધ્યેયથી કામ રાખતો તે હશે હૃદે,
જે જે મળે પ્રભુનું તે, બીજું જોવા ન તે જશે.

જેમાં તેમાં પ્રભુહાથ પ્રીછી તારવવા મથે,
માયામાં હોય છો એવો એને ત્યાં ચેતના મળે.

માયા પ્રપંચી શા ખેલે દાવ ગૂઢ હરાવવા !
પોતાનો કાબૂ ના જાય, એવા ખેલ કરે બધા.

યુક્તિ પ્રયુક્તિ માયાની મુશ્કેલ જાણવી બધી,
કિંતુ હો ધ્યેય કેંદ્રિત હૈયે, તે ચેતશે નકી.

રહ્યો શો ખેલી માયાથી ઈશ્વર ગૂઢ વિશ્વમાં !
પ્રપંચવર્તી માયામાં મૂળ એનાં રહ્યાં બધાં.

કર્મ ના સર્વ કૈં એને, કર્મથી પર તે રહ્યો,
કર્મથી પામવા જે કો એને જાય, પમાય ના.

માયામાં ગૂઢ સંતાઈ જણાવા દે ન નિજને,
સંતાવામાં મઝા એને અનોખી લાગતી દીસે.

અનેક રૂપ તે લે છે નોખાં એક બીજાં થકી,
પરસ્પરે વિરોધી શાં ! બુદ્ધિગમ્ય ન તે કદી.

માયા આવરણે કેવા ખેલ પોતે રમ્યા કરે !
માયાને ભેદીને જેઓ જુએ, તે ખેલ નીરખે.

પ્રપંચી ખેલ એના છે, એના સર્વ પ્રપંચમાં
અંતરે ચેતના ખેલે અનોખી રીતથી સદા.

દેખાતું ઊલટું કેવું કારમું કારમું જગે !
વિકાસ વિશ્વનો એમાં માયા કરાવતી ખરે.

એવા પ્રપંચી માયાના ખેલમાં ચેતના રમે,
વેધક શોધવા દૃષ્ટિ ત્યાં જેની, તત્ત્વ મેળવે.

અસંબદ્ધપણું લાગે માયાથી એનું શું ઘણું !
છતાં એવા બધામાં જે એને પ્રીછે, બને પ્રભુ.

ના માયા સત્ અસત્ પોતે, માયાકેરા સ્વરૂપમાં
મથે જે ખોળવા એને, મેળવે ઈશચેતના.

માયાને જાણવાથી તો માયાને મેળવે જનો,
માયાના પડદા ચીરી જે જુએ, મેળવે ખરું.

એકલી પામવા એને જે તે સર્વમહીં ઊંડી
કેંદ્રિત વૃત્તિ જેની રે', તેવો શ્રેય શકે વરી.

૩

યાંત્રિક વ્યવહારોમાં ભાવ કુંઠિત તો રહે,
ત્યાં ઘટમાળમાં પૂરા બંધાતાં, મુક્તિ ના મળે.

માનવી જીવને વ્યાપ્ત અનંત ગૂઢ ચેતના,
એને બાહ્ય કશું એવું દબાવી શકતું ન ત્યાં.

વિશ્વમાં પ્રકૃતિજન્ય કામે લાગી રહ્યા બળ,
જાગેલી ચેતનાને તે ના રે' થયા વિના વશ.

કર્મનો કાયદો ભારે ખીલતાં આત્મશક્તિ જ્યાં-
એને આધીન રે'વાનો, જાણજો નિશ્ચયે સદા.

સુમેળ ભાવમાં એનો જ્યારે પૂરેપૂરો બને,
સ્વતંત્રાતા પૂરેપૂરી માનવીને મળે હૃદે,

પ્રભુના ભાવની સાથે તાદાત્મ્ય જીવને થતાં.
નૈસર્ગિકપણે ત્યારે ખીલે ઓર સ્વતંત્રાતા.

પ્રભુના ભાવમાં ઊંડું જેટલું જીવશું હૃદે,
પ્રભુના ભાવનું હૈયે મહત્ત્વ તેટલું રહે.

મહત્ત્વ એકલું એવું ચાલે આપવું ના હૃદે,
એને તો સર્વ કર્મોમાં પૂરું ઉતારવું ના હૃદે.

એમ એમ થતાં હૈયે એક એક કરી બધા
પડદા આડમાં ઊભા જાય છે હઠતા પૂરા.

જે સાથે જીવને પૂરા યુક્ત સંબંધથી છીએ,
તે સાથે ઉર સંબંધ ભુલાતાં, કર્મ બંધને
વધારે ને વધારે ત્યાં ડૂબવાના પૂરા છીએ.

પ્રકૃતિ ચેતના વચ્ચે કિંતુ માનવી તો ઝૂલે,
'સ્વતંત્ર-જકડાયેલો' એવી બે વૃત્તિમાં રમે.

કર્મ તો વ્યવહારે ને પારમાર્થિક ક્ષેત્રામાં
સંસ્કાર પાડતું રે' છે, મરે ને મારતું ત્યહાં.

કર્મ સંસ્કાર પોતાનાં વાતાવરણ વિશ્વમાં
પ્રભાવ પાડતા રે' છે, એવો એનો પ્રતાપ હા !

નૈસર્ગિકપણે વિશ્વે પ્રભાવ કર્મનો પડે,
ને સાથે ઉપજાવે છે સંસ્કાર નિજમાં ખરે.

એવાં કર્મ થયેલાંનો છૂટકો ના થતો કદી,
એનાં સૌ લક્ષણો કિંતુ શકાયે લાવી સંયમે.

ભવિષ્ય જીવને પૂરી શક્યતાઓ ભરી પડી,
વાળતાં વલણો રે'વું જીવને રચનાત્મકે.

વિવેકશક્તિને હૈયે જાગૃત રાખતો હશે,
ઊઠતાં વલણો એને વાળવા સૂઝ તો પડે.

જીવતી જાગતી એવી જેનામાં જાગૃતિ નથી,
જીવન શોધી ના તેવો શકે કોઈ ઉપાયથી.

ગમે તેવું ભલે ખોટું એવાના જીવને ઊઠે,
કિંતુ તે પ્રેરણા ત્યાંથી મેળવ્યા કરશે હૃદે.

ખરું કે ખોટું કર્મોનું જોવા તે બેસશે નહિ,
'પોતાની ચેતના કર્મે શું આપે કામ.' તે જુએ.

જાણવાં સર્વ કર્મોને ભૂમિકાને દૃઢાવવા,
તે રીતે જીવને કર્મો રે'વું આચરતાં બધાં.

લોકજીવનનાં મૂળ પ્રભુના ભાવ અંતરે
કેવાં જોડાયેલાં રે', તે ત્યારે પ્રત્યક્ષ લાગશે.

હૈયાની ચેતનાશક્તિ જેમ જેમ જણાય છે,
સ્વતંત્ર જાત પોતાની તેવાને લાગતી જશે.

પ્રભુના ભાવથી જુદું સ્વતંત્ર કર્મ ક્યાંય ના,
શુદ્ધ સાત્ત્વિક સૌ કર્મ સ્વભાવ વ્યક્ત બ્રહ્મનો.

પ્રભુના ભાવની હૈયે જીવતી ધારણા ધરી,
કર્મે પ્રવેશવાનું જો બને, શ્રેય વરે નકી.

(તા. ૧૫-૩-૧૯૪૪, હિંદુ વિશ્વવિદ્યાલય, કાશી)

**॥ હરિઃૐ ॥**

## સાધનામર્મ

૧. મુખથી કે મનમાં જાગૃતપણે જપ, સાથે સાથે હૃદયપ્રદેશે ધ્યાન તથા ચેતનના ચિંતન સહ ભાવાત્મક ભાવનું રટણ.

૨. પ્રત્યેક પળે સતત સમર્પણ, સારું તેમ જ નરસું-બંનેનું.

૩. સાક્ષીભાવ, જાગૃતિ, વિચારોની સાંકળ ન જોડો.

૪. બને તેટલું વધુ વાચિક અને માનસિક મૌન રાખો, કેળવો અને ખૂબખૂબ શરણભાવ જીવનમાં ચેતનાપૂર્વકની જાગૃતિથી કેળવ્યા કરો.

૫. आग्रहो—પ્રભુચિંતન સિવાયના સર્વ આગ્રહો છોડો, નમ્રતા કેળવો, શૂન્ય થવાનું ધ્યેય રાખો.

૬. ખૂબ ભાવપૂર્વક હૃદયસ્થ રહીને આર્દ્ર અને આર્તભાવથી પ્રાર્થના કરો, ભગવાનને સર્વ સુખદુઃખ જણાવતા રહો, તેની સાથે આત્મનિવેદન દ્વારા અંગત ખૂબ ગાઢો સંબંધ બાંધો, મનમાં કશુંયે ઘોળાવા ન દો. ખાલી રહો.

૭. આવી પડતાં કામો પ્રભુનાં સમજો, જરાયે કચવાટ વિના ખૂબ પ્રેમપૂર્વક તે કરો. પ્રત્યેક પ્રસંગ-બનાવ આપણા કલ્યાણ અર્થે જ છે અને પ્રત્યેક પ્રવૃત્તિ આપણા પોતાના જ વિકાસાર્થે થવી ઘટે. પ્રત્યેક પ્રસંગ પાછળ પ્રભુનો ગૂઢ, શુભ સંકેત રહેલો છે.

૮. આત્મલક્ષી-અંતર્મુખી થાઓ, માત્ર પોતાની દુનિયામાં વસો. જાણી-જોઈને જાતને સંડોવવા દો નહિ.

૯. પર (પારકાંની) સેવા પ્રભુની સેવા સમજો, સેવા લેનાર, સેવા દેનાર ઉપર, સેવા કરવાની તક આપીને ઉપકાર કરે છે. રામે આપ્યું છે અને રામને દઈએ છીએ, ત્યાં 'મારું મારું ' ક્યાં રહ્યું ? તારું આ જગતમાં છે શું ?

૧૦. પ્રત્યેક કાર્ય, પ્રત્યેક વાતચીત, વ્યવહાર આપણા ધ્યેયને વેગ આપે એવા ખાસ હેતુસર, હેતુનું લક્ષ જીવતું રાખીને કરવાં. વાંચતી-લખતી વખતે અને પ્રત્યેક કર્મ કરતી પળે ભાવની સ્મરણ ધારણાનો અભ્યાસ કેળવ્યા કરો.

૧૧. વૃત્તિનું મૂળ શોધો, તેનું પૃથક્કરણ કરો. તેમાં ભેળવાયા વિના તેને તટસ્થતાપૂર્વક અને સ્વસ્થતાપૂર્વક નિહાળો.

૧૨. પ્રભુની પ્રત્યેક કળા, સૌંદર્ય, રમ્યતા, વિશુદ્ધતા આદિ પ્રસાદીઓમાં

રહેલા ભાવનું, તેને તેને અનુરૂપ ભાવનું, આપણામાં ત્યારે અવતરણ થવા પ્રાર્થના કરવી.

૧૩. ઊર્મિ, આવેશ અને લાગણીને એમ ને એમ વહી જવા ન દો, તેમ જ તેમાં ભેળવાઈ પણ ન જાઓ. તેનો સાધનામાં ઉપયોગ કરો, તાટસ્થ્ય કેળવો.

૧૪. જમતી વખતે અને પાણી પીતી વખતે જીવનમાં ચેતનશક્તિના અવતરણ-ભાવની પ્રાર્થના કરવી, શૌચ, પેશાબ આદિ ક્રિયાઓ સમયે વિકારો, નબળાઈઓ ઈત્યાદિના વિસર્જનભાવની પ્રાર્થના કરવી.

૧૫. સ્થૂળનો ખ્યાલ ત્યજીને સૂક્ષ્મતત્ત્વને નજર સામે રાખો. વૃત્તિની શુદ્ધિ કરો, ભાવની વૃદ્ધિ કરો.

૧૬. પ્રભુ સચરાચર છે. आत्मवत् सर्वभूतेषुની ભાવના કેળવો.

૧૭. પ્રત્યેક વ્યક્તિ અને વસ્તુની ઊજળી બાજુ જુઓ. કોઈનાય કાજી ન થાઓ, કશાય ઉપર ઝટ અભિપ્રાય ન આપો, વાદવિવાદ ના કરો, પોતાનો આગ્રહ ન રાખો, બીજાઓમાં શુભ હેતુઓનું આરોપણ કરો, માનસિક અને સાર્વત્રિક ઉદારતા જીવનમાં પ્રગટાવો, ખૂબ પ્રેમભાવ કેળવો, પ્રકૃતિનું રૂપાંતર કરવાનું છે, તે લક્ષમાં રાખીને પ્રકૃતિવશ ન થતાં કર્મોની ઉપરવટ વર્તો. ફળની આસક્તિ છોડો. પોતાને થતા અન્યાયો-આવી પડતાં દુઃખો-આદિનું મૂળ પોતામાં જ છે એમ દઢાવો, ગુરુમાં પ્રેમભક્તિભાવ દઢતર કર્યા કરો. અભીપ્સા, ઈન્કાર અને સમર્પણનો ત્રિવેણીસંગમ ઉદ્ભવાવો, સદાય પ્રસન્નતા પ્રવર્તાવો, કૃપા અને પુરુષાર્થના યુગલને જીવનમાં ઉતારો, પ્રત્યેક કર્મના આદિ, મધ્ય અને અંતમાં પ્રભુની સ્મૃતિ પ્રગટાવો, મન નિઃસ્પંદ કરો, રાગદ્વેષ નિર્મૂળ કરવાની જાગૃતિ રાખો, થયેલા આધ્યાત્મિક અનુભવો પ્રત્યક્ષ રોજિંદા વહેવારમાં જીવતા કરો, ક્યાંયે કશામાંથી ભાગવાનું ના હોય, યદચ્છા જે આવી મળે તે પ્રભુપ્રસાદી ગણીને તેને વધાવી લો. ક્યાંય કોઈની સરખામણી ના કરો, અનુકૂળ પ્રતિકૂળ પરિસ્થિતિ એ મનની ભ્રમણા છે, જીવનસાધના સારુ સર્વ કંઈ સાનુકૂળ જ હોય છે, પ્રભુમય-તેના મૂક યંત્ર-થવાની જ બસ એક ઉત્તેજના હવે જીવનમાં રાખો.

૧૮. કર્મમાં, કર્મનું મહત્ત્વ નથી, પરંતુ જીવનના ભાવનું સતત એકધારું, જીવતું ચિંતન રહ્યા કરે એ સવિશેષપણે મહત્ત્વનું છે. તેવો જીવતો અભ્યાસ કર્મ કરતી પળે કેળવવો. - **શ્રીમોટા**

॥ હરિઃૐ ॥

## પૂજ્ય શ્રીમોટાના જીવનની મહત્ત્વની તવારીખ

**જન્મ : તા. ૪-૯-૧૮૯૮, ભાદરવા વદ ચોથ, સંવત ૧૯૫૪**
સ્થળ : સાવલી, જિ. વડોદરા, નામ : ચૂનીલાલ,
માતા : સૂરજબા, પિતાઃ આશારામ, અટક : ભાવસાર.

**૧૯૧૬ :** પિતાનું અવસાન.

**૧૯૦૫ થી ૧૯૧૮ :** તૂટક અભ્યાસ-સાથે આકરી મજૂરી.

**૧૯૧૯ :** મૅટ્રિક પાસ.

**૧૯૧૯-૨૦:** વડોદરા કૉલેજમાં.

**તા. ૬-૪-૧૯૨૧:** કૉલેજ ત્યાગ.

**૧૯૨૧ :** ગૂજરાત વિદ્યાપીઠ.

**૧૯૨૧ :** વિદ્યાપીઠનો ત્યાગ. હરિજન સેવાનો આરંભ.

**૧૯૨૨ :** ફેફરુંના રોગથી કંટાળીને ગરુડેશ્વરની ભેખડ ઉપરથી આત્મહત્યાનો પ્રયાસ, દૈવી બચાવ, 'હરિઃૐ' જપથી રોગ મટાડવાનો સફળ પ્રયોગ.

**૧૯૨૩ :** 'તુજ ચરણે' તથા 'મનને'ની રચના.

**૧૯૨૩ :** વસંતપંચમીએ પૂ. શ્રીબાળયોગીજી દ્વારા દીક્ષા. શ્રીકેશવાનંદ ધૂણીવાળા દાદાનાં દર્શને - સાંઈખેડા ગયા. રાત્રે સ્મશાનમાં સાધના અને દિવસભર પ્રભુપ્રીત્યર્થે હરિજન સેવા.

**૧૯૨૬ :** લગ્ન-હસ્તમેળાપ વખતે સમાધિનો અનુભવ.

**૧૯૨૭ :** હરિજન આશ્રમ, બોદાલમાં સર્પદંશ-પરિણામે 'હરિઃૐ' જપ અખંડ થયો.

**૧૯૨૮ :** 'તુજ ચરણે' ની પ્રથમ આવૃત્તિનું પ્રકાશન.

**૧૯૨૮ :** પહેલી હિમાલય યાત્રા.

**૧૯૨૮ :** સાકોરીના પૂ. શ્રીઉપાસની બાબાનું નડિયાદમાં આગમન, એમના આદેશ મુજબ સાકોરી જવું-ત્યાં મળમૂત્રની પથારીમાં સાત દિવસ.

**૧૯૩૦ :** મનની નીરવતાનો સાક્ષાત્કાર.

**૧૯૩૦ થી '૩૨** દરમિયાન સાબરમતી, વીસાપુર, નાસિક અને યરવડા જેલમાં. હેતુ-દેશસેવાનો નહિ, સાધનાનો. સખત પરિશ્રમ અને લાઠીમાર દરમિયાન પ્રભુસ્મરણ-મૌન. વિદ્યાર્થીઓને સમજાવવા વીસાપુર જેલમાં સરળ ભાષામાં શ્રીમદ્ ભગવદ્ગીતાનું વિવરણ લખ્યું-'જીવનગીતા'

**૧૯૩૪ :** સગુણ બ્રહ્મનો સાક્ષાત્કાર.

૧૯૩૪થી ૧૯૩૯ દરમિયાન હિમાલયમાં અઘોરી બાવા પાસે જવાનું બન્યું, ધુંવાધારના ધોધની પાછળની ગુફામાં સાધના. ચૈત્ર માસમાં ૨૧ છાણાંની ૨૧ ધૂણી ધખાવી નર્મદાકિનારે ખુલ્લામાં શિલા ઉપર નગ્ન બેસીને સાધના, શીરડીના સાંઈબાબાનું પ્રત્યક્ષ દર્શન-આદેશ-સાધનાના અંતિમ તબક્કાનું માર્ગદર્શન.

**૧૯૩૯ :** તા. ૨૯-૩-૧૯૩૯ : રામનવમી, સંવત : ૧૯૯૫ કાશીમાં નિર્ગુણ બ્રહ્મનો સાક્ષાત્કાર. હરિજન સેવક સંઘમાંથી રાજીનામું. 'મનને'ની પ્રથમ આવૃત્તિનું પ્રકાશન.

**૧૯૪૦ :** (તા. ૯-૯-૧૯૪૦) વિમાનમાર્ગે અમદાવાદથી કરાંચી જવાનો ગૂઢ હુકમ.

**૧૯૪૧ :** માતાનું અવસાન.

**૧૯૪૨ :** હરિજન સેવક સંઘમાંથી છૂટા થયેલા, છતાં હરિજન કન્યાછાત્રાલય માટે મુંબઈમાં ફાળો ઉઘરાવ્યો. બે વખત સખત પોલીસમાર-દેહાતીત અવસ્થાના પુરાવા.

**૧૯૪૩ :** ૨૪, ફેબ્રુઆરીમાં ગાંધીજીના પેશાબના ઝેરી જંતુઓનું પોતાના પેશાબમાં દર્શન. નૈમિત્તિક તાદાત્મ્યનો અનુભવ.

**૧૯૪૫ :** હિમાલયની યાત્રા-અદ્‌ભુત અનુભવો.

**૧૯૪૬ :** હરિજન આશ્રમ, અમદાવાદ મીરાંકુટિરમાં મૌનએકાંતનો આરંભ.

**૧૯૫૦ :** દક્ષિણ ભારતના કુંભકોણમ્‌માં કાવેરી નદીને કિનારે હરિઃૐ આશ્રમની સ્થાપના.

**૧૯૫૪** થી સુરતના કુરુક્ષેત્રમાં એક ઓરડીમાં મૌનએકાંતનો આરંભ.

**૧૯૫૫ :** (તા. ૨૮-૫-૧૯૫૫) નડિયાદ, શેઢી નદીને કિનારે હરિઃૐ આશ્રમની સ્થાપના.

**૧૯૫૬ :** (તા. ૨૩-૪-૧૯૫૬) સુરત, કુરુક્ષેત્રમાં હરિઃૐ આશ્રમની સ્થાપના.

**૧૯૬૨થી ૧૯૭૫ :** શરીરના અનેક રોગો-સતત પ્રવાસ સાથે ૩૬ અધ્યાત્મ-અનુભવ ગ્રંથોનું લેખન-પ્રકાશન.

**૧૯૭૬ :** ફાજલપુર-મહીનદીના કિનારે શ્રી રમણભાઈ અમીનના ફાર્મ હાઉસમાં તા. ૨૩-૭-૧૯૭૬ના રોજ માત્ર છ જણની હાજરીમાં આનંદપૂર્વક દેહત્યાગ. પોતાનું 'ઈંટ-ચૂનાનું સ્મારક ન કરવાનો આદેશ' અને આ નિમિત્તે મળેલી રકમનો ઉપયોગ દૂર ગુજરાતનાં પછાત ગામોમાં પ્રાથમિક શાળાના ઓરડાઓ બંધાવવાના લોકફાળામાં કરવાની સૂચના.

॥ હરિઃૐ ॥

॥ હરિઃૐ ॥

# આરતી

ૐ શરણચરણ લેજો, પ્રભુ શરણચરણ લેજો,
પતિત ઉગારી લેજો (૨) કર ગ્રહી ઉર લેજો. ...ૐ શરણ.

મનવાણીના ભાવો, કર્મ વિષે ઊતરો, પ્રભુ (૨)
મન, વાણી ને દિલને (૨) કૃપાથી એક કરો. ...ૐ શરણ.

સર્વ મળેલાં સાથે, દિલ સદ્‌ભાવ ઊગો, પ્રભુ (૨)
છો અપમાન થયાં હો (૨) ત્યાંયે ભાવ બઢો. ...ૐ શરણ.

નિમ્ન પ્રકારની વૃત્તિ, ઊર્ધ્વગમન કરવા, પ્રભુ (૨)
પ્રભુકૃપાથી મથાજો (૨) ચરણશરણ ગ્રહવા. ...ૐ શરણ.

મનના સકળ વિચારો, પ્રાણતણી વૃત્તિ, પ્રભુ (૨)
બુદ્ધિતણી સૌ શંકા (૨) ચરણકમળ ગળજો. ...ૐ શરણ.

જેવા દિલ હોઈએ પ્રભુ, તેવા દેખાવા, પ્રભુ (૨)
મતિ મુજ ખુલ્લી રે'જો (૨) સ્પષ્ટ જ પરખાવા. ...ૐ શરણ.

દિલમાં કંઈક ભર્યું હો, તે થકી બીજું ઊલટું, પ્રભુ (૨)
કદી પણ મુજથી ન બનજો (૨) એવી મતિ દેજો. ...ૐ શરણ.

જ્યાં જ્યાં ગુણ ને ભાવ, દિલ ત્યાં મુજ ઠરજો, પ્રભુ (૨)
ગુણ ને ભાવની ભક્તિ (૨) દિલ મુજ સંચરજો. ...ૐ શરણ.

મન,મતિ,પ્રાણ પ્રભુ ! તુજ ભાવ થકી ગળજો, પ્રભુ (૨)
દિલમાં તુજ ભક્તિની (૨) છોળો ઊછળજો. ...ૐ શરણ.

**-શ્રીમોટા**

## પૂજ્ય શ્રીમોટાનાં પુસ્તકો

૧. મનને (પદ્ય)
૨. તુજ ચરણે (પદ્ય)
૩. હૃદયપોકાર (પદ્ય)
૪. જીવનપગલે (પદ્ય)
૫. શ્રીગંગાચરણે (પદ્ય)
૬. કેશવચરણકમળે (પદ્ય)
૭. કર્મગાથા (પદ્ય)
૮. પ્રણામપ્રલાપ (પદ્ય)
૯. પુનિત પ્રેમગાથા (પદ્ય)
૧૦. જીવનસંગ્રામ (પત્રો)
૧૧. જીવનસંદેશ (પત્રો)
૧૨. જીવનપાથેય (પત્રો)
૧૩. AT THY LOTUS FEET
('તુજ ચરણે'નો અનુવાદ)
૧૪. જીવનપ્રેરણા (પત્રો)
૧૫. TO THE MIND
('મનને'નો અનુવાદ)
૧૬. જીવનપગરણ (પત્રો)
૧૭. જીવનપગથી (પત્રો)
૧૮. જીવનમંડાણ (પત્રો)
૧૯. જીવનસોપાન (પત્રો)
૨૦. જીવનપ્રવેશ (પત્રો)
૨૧. જીવનગીતા (ગદ્ય-પદ્ય)
૨૨. જીવનપોકાર (પત્રો)
૨૩. આર્તપોકાર (પ્રાર્થના)
૨૪. હરિજન સંતો (ગદ્ય-પદ્ય)
૨૫. Life's Struggle
('જીવનસંગ્રામ'નો અનુવાદ)
૨૬. જીવનમંથન (પત્રો)
૨૭. જીવનસંશોધન (પત્રો)
૨૮. નર્મદાપદે (પદ્ય)
૨૯. જીવનદર્શન (પત્રો)
૩૦. જીવનપરાગ (સારસંચય)
૩૧. અભ્યાસીને (પદ્ય)
૩૨. જિજ્ઞાસા (પદ્ય)
૩૩. જીવન અનુભવ ગીત (પદ્ય)
૩૪. જીવનઝલક (પદ્ય)
૩૫. જીવનલહરિ (પદ્ય)
૩૬. જીવનસ્મરણ (પદ્ય)
૩૭. શ્રદ્ધા (પદ્ય)
૩૮. ભાવ (પદ્ય)
૩૯. જીવનરસાયણ (પદ્ય)
૪૦. નિમિત્ત (પદ્ય)
૪૧. રાગદ્વેષ (પદ્ય)
૪૨. જીવનઆહ્લાદ (પદ્ય)
૪૩. જીવનતપ (પદ્ય)
૪૪. જીવનસૌરભ (પદ્ય)
૪૫. જીવનસ્મરણ સાધના (પદ્ય)
૪૬. જીવનરંગત (પદ્ય)
૪૭. જીવનમથામણ (પદ્ય)
૪૮. કૃપા (પદ્ય)
૪૯. સ્વાર્થ (પદ્ય)
૫૦. શ્રીસદ્ગુરુ (પદ્ય)
૫૧. જીવનકથની (પદ્ય)
૫૨. પ્રેમ (પદ્ય)
૫૩. જીવનસ્પંદન (પદ્ય)
૫૪. મોહ (પદ્ય)
૫૫. ગુણવિમર્શ (પદ્ય)
૫૬. જીવનપગદંડી (પદ્ય)
૫૭. જીવનકેડી (પદ્ય)
૫૮. જીવનચણતર (પદ્ય)
૫૯. જીવનઘડતર (પદ્ય)
૬૦. ભાવકણિકા (પદ્ય)
૬૧. ભાવરેણુ (પદ્ય)
૬૨. ભાવજ્યોતિ (પદ્ય)
૬૩. ભાવપુષ્પ (પદ્ય)
૬૪. ભાવહર્ષા (પદ્ય)
૬૫. જીવનપ્રવાહ (પદ્ય)
૬૬. જીવનપ્રભાત (પદ્ય)
૬૭. કર્મઉપાસના (પદ્ય)
૬૮. મૌનએકાંતની કેડીએ (પ્રવચન)
૬૯. મૌનમંદિરનું હરિદ્વાર (પ્રવચન)
૭૦. મૌનમંદિરનો મર્મ (પ્રવચન)
૭૧. મૌનમંદિરમાં પ્રભુ (પ્રવચન)
૭૨. મૌનમંદિરમાં પ્રાણપ્રતિષ્ઠા(પ્રવચન)
૭૩. શેષ-વિશેષ (સત્સંગ)
૭૪. જન્મ-પુનર્જન્મ (સત્સંગ)
૭૫. તદ્રૂપ-સર્વરૂપ (સત્સંગ)
૭૬. અગ્રતા-એકાગ્રતા (સત્સંગ)
૭૭. જોડાજોડ (સત્સંગ)
૭૮. અન્વય-સમન્વય (સત્સંગ)
૭૯. ગ્રહગ્રહણ (સત્સંગ)
૮૦. એકીકરણ-સમીકરણ (સત્સંગ)
૮૧. પગલે પગલે પ્રકાશ (પત્રો)
૮૨. કૅન્સરની સામે (પત્રો)
૮૩. ધનનો યોગ
૮૪. મુક્તાત્માનો પ્રેમસ્પર્શ (પત્રો)
૮૫. સંતહૃદય (પત્રો)
૮૬. સમય સાથે સમાધાન (પત્રો)
આ ઉપરાંત ઉપરનાં પુસ્તકોમાંથી થયેલાં ૧૫ સંકલનો.